# બરજો નામું.

## દફતર ૧૯ મું આખું.

અસલ હાથનાં લખેલાં પુસતક ઊપરથી વાકયોની
રચના સુધારીઆમાં આવીછે, અને તેની
અસલી લંબાણ શાહરાગાત કાયમ
રાખી છે.

મુંબઈ,
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ છાપીઉં છે

સને ૧૨૪૭ યજદેજરદી-સને ૧૮૭૭ ઈસવી

કીંમત રૂ ૩.

# ખોલાસો.

બરજો નામાનાં નહી છપાયલાં દફતરો છાપી પ્રગટ કરવાનું કામ હમોએ ચાલુ કરીઊં છે, તેમાંનું પંદરમું આખું દફતર ગયા આગસટ માસમાં બાહેર પાડીઊં હતું, અને હાલમાં આ સોલમું આખું દફતર તઈયાર કરીને બાહેર પાડીઊં છે; હવે બાકીનાં બીજાં બે દફતરો રહયાં તે હમો જલદીથી બાહેર પાડીશું, એટલે અધાર દફતરો પુરાં થઈ રેહેશે.

માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજી,

મુંબઈ સમાચારનો માલિક.

માસ નવેમબર ૧૮૭૭.



# સાંકલીઉ.

## દફતર ૧૬ માનું.

# બરજોનામું.

## દફતર ૧૯ મું.

### હેકાયત લખીછે કે, મોકલીયો પાદશાહા અફ્રાસીઆબે એકદસતના બેટા સમીલાસને તરીસ હજાર સવાર સાથે ઇરાની લશકર ઊપર સબેખુન મારવા.

હવે રેએનાં મેદાનમાં પાદશાહા કેખોસરો તથા અફ્રાસીઆબની લડાઇની દાસતાન સાભલ. એ દાસતાનનો કેહેનારો સાયર રેએનાં મેદાનમાંનાં પાંચ લશકરને વાસતે એમ કરી કેહે છે કે, પેલી તરફ તુરાનના પાદશાહે એક દન રાતને વખત હીલા ભરેલા સમીલાસને છુપીયો બોલાવીયો, ને ચારો કરવાના મનસુબાનો દરવાજો ખોલીયો. જેવારે સમીલાસ આવી હાજર થયો, તેવારે તેને મકર ભરેલા પાદશાહા અફ્રાસીઆબે કહીઊં કે "અય નામદાર, તું સરફરાજ શેરમરદ એકદસતનો બેટો છે. તારા નામદાર બાપ એકદસતમાં એટલા તો ચારા તથા હીલા હતા કે, તેના મકર ઊપર મંગલ શેતારો આફરીન કરતો હતો, ને નર અજદહા તેના ચારાથી ફાંદામાં પડતો હતો. વાસતે અય નામદાર, તું તેનો બેટો છે, તો મારા દેલની એક મોરાદ છે તે બર લાવ, અને ઇરાની લશકર ઊપર તું સબેખુન મારવાને વાસતે કમર બાંધ. એ કામને વાસતે તું આપણાં લશકરમાંથી તરીસ હજાર સવાર ભારી તલવારના મારનારા તારી સાથે લે અને એ ઇરાનીઓ ઊપર છુપો જઇ સબેખુન માર, અને એ બગેર બાપના કેખોસરોને તથા બદ બુનીઆદના ફરામરજ તથા બરજો તથા કેરશાસપશાનો તથા તમુર તથા

જેહાનસોજ એ સરવેને મારી બેજાન કર, ને ઇરાન જમીનના તમામ પેહેલવાનોનાં સર કાપી નાખ, કેમકે હવડાં આપણો ફોરસતનો વખત છે. અગર જો તું એ લડાઇમાં સીહા રાતને વખત કેખોસરોને પકડીને બાંધે, યા તો તેનું સર કાપી લાવે તો કસમ પાક યજદાના લઇને હું તુંને કહું છું, કે હું તુંને પોતાનો દામાદ કરી મારી બેટી તુંને બખશું. અને તુરાન જમીનની પાદશાહી તારે હવાલે કરૂં." એવા ઉમેદ ભરેલા સખુન સાંભળીને સરકસ સમીલાસે અફ્રાસીઆબને પુછીઊં કે, "અય પાદશાહા, મેં હલકારા લોકોની જોબાનથી ખબર સાંભલી છે કે સામેસવારનો જાલેજર પોતાના લશકર સાથે સોસતાનથી એ તરફ પાદશાહા કેખોસરોની નજદીક તેની મદદને વાસતે આવે છે. તે બુઢા વરૂને આવતો જોઇને મારા હલકારા લોકો સેતાબ ખબર લેઇ દોડતા આવીયા, ને મને ખબર કીધી કે 'જાબુલી રૂસતમનો બાપ જાલેજર રેએનાં મેદાનની તરફ આવે છે. તે બુઢો જાલ એટલા વાસતે આ તરફ આવે છે, કે કેરશાસપશાનીને તથા જેહાનસોજ એ બેહુ નોજવાન બેટાઓને પોતાની નજરે જોઇને ખુશી થાય.' એ ખબર હજુ તો હલકારા લોકો મને કેહેતા હતા, એટલામાં બીજી હલકારાની જોડ મગરેબ જમીનથી આવી પોહોંચી તેણે એવી ખબર કહી કે, 'બે પેહેલવાનો મગરેબ જમીનથી આવે છે, તેમાં એકનું નામ જેહાનબખશ દીંદી કરી કેહે છે. તે જેહાનબખશ મસતી ભરેલા કેહેકામને જીવતો પકડી બાંધીને સાથે લાવે છે. બીજાનું નામ કરીમાન બોતાઇ કરી કેહે છે, તેણે લડાઇનાં મેદાનમાં અલવંદ દેવને બાંધીયો છે. એ બેહુ જાબુલી તોખમના પેહેલવાનો લશકર સાથે મગરેબના દરીઆવથી પાર ઊતરી મંજેલ દર મંજેલ ચાલીઆ આવે છે, તે બેહુને મલવાને ખાતર જાલ એ તરફ આવે છે.' વાસતે જેવારે તે બેહુ પેહેલવાનો બદ નસલના જાલને મલશે, ને એ જાબુલી પેહેલવાનો તમામ એકઠા થશે, ને એ બુઢા જાલના મકર ભરેલા સખુન સાંભલશે, તેવારે તે શેરનાં બચાંઓ ગોસામાં આવશે, અને તેવારે આપણા ઊપર મુશકેલી આવી પડશે. વાસતે મારા દેલમાં એવો અંદેશો આવે છે કે, આજ રોજે હું કેખોસરો ઊપર કમીગાહ કરી જઈ, ઇરાની લશકર

ઊપર સબેખુન મારી તમામ પેહેલવાનોનાં તન ઊપરથી સર ખાકમાં નાખું ને કીનાએ કરી જાલનું તથા કેખોસરોનું દમાર કાહાડી નાખું; તેવાર પછે બરજો ઊપર જઇ કીનાથી ગોસાએ કરી તેનું સર કાપી નાખું, ને જેહાનસોજ તથા તમુર એ બેહુની આંખમાં જેહાન સીહા કરૂં. અને ફરામરજ તથા કેરશાસપશાની એ બેહુ તો મારી ચુંગાલમાંથી છુટવાના નથી! અને હું એ બેહુને કસા હીસાબમાં ગણતોજ નથી. જેવારે બોઆરી ભરેલા કેખોસરોને, જાલને તથા બીજા પેહેલવાનોને જીવથી મારૂં, ને તેઓની નીશાન જેહાનમાંથી કાહાડી નાખું, તેવાર પછે કોઇ ઇરાની તથા જાબુલી પેહેલવાન મારી સામે ઉભો રેહેશે નહીં. યા અગર કોઇ કમબખતીનો મારીયો મારી સામે આવશે તો તેનો મને કસો ડરભી નથી; શા વાસતે કે, મારો લડાઇથી હેરેમનભી નાહાસે છે. અગર જો એ કામ મારી મેરાદ મોઆફેક થાય તો બેહેતર છે; અગર નહો તો તે જગોથી બાહાર નીકલીને હું સેતાબ તેજ વાની મીસાલ સીસતાન ઇઆને જાબુલસતાનની તરફ જવરા, કે હવડાં જાબુલસતાન તમામ પેહેલવાનોથી ખાલી છે, અને બુઢો જાલભી તે જગો નથી, ને રૂસતમ તો ગોયા જેહાનમાંથી ગુમ થઈ ગયો છે, તેની તો કસી નીશાનભી માલમ પડતીજ નથી, તે તેહેમતન કીઆં છે. તે નામદાર દેવાનો થઇને જંગલમાં કેઇ જગો જઇ બેઠે છે, યા કોઇ દરીઆવમા ડુબી મરી ગયો છે; એ રવેશ તેહમતન રૂસતમ તો ગુમ થઈ ગયો છે. વાસતે હવડાં મને ઘણી ફોરસત છે, તેથી જાબુલની તરફ જઇ તે જગો બેશુમાર ખરાબી કરૂં, ને તમામ મરદ તથા ઓરત અને છોકરાંને જીવથી મારી કતલેઆમ કરૂં. ને રૂસતમ તથા જાલના ખાનદાનની ઓરતોને કેદ પકડી લાઊં, ને મેહેરાબ કાબુલીનેભી તખત ઊપરથી ઊંધો નાખું, ને તેની આંખમાં જેહાન સીહા કરૂં. પછે જાબુલીઓનો ખજાનો જે કેરશાસપ તથા નરીમાન તથા સામ તથા જાલ તથા રૂસતમ એ તમામ પેહેલવાનોએ તલવારને જોરે જમા કીધો છે, તે હું પોતાની કબજ કરી હાથીઓ તથા ઊંટ તથા ખચરની પીઠ ઉપર લાધીને જાબુલથી તે તુરકસતાન લગી તેની કતાર ચલાવીને તમામ નાદેર ખજાનો તું નામદાર પાદશાહા અફરાસીઆ-

બની દરગાહમાં લાગી. તમામ હફત કેસવર જમીનના પાદશાહો કરતાં જાબુલી રૂસતમનો બજાનો દરા ઘણો જીઆદે કેહેવાય છે, બલકે તે તમામ આલમમાં આફતાબની મીસાલ જાહેર છે. જેવારે તે બજાનો હું મારી કબજ કરૂં તેવારે કેબોસરોનું તથા જાલનું દેલ જખમી થાય, ને તેઓને લડાઈ કરવાની શુધ રેહે નહીં."

જેવારે પાદશાહા અફ્રાસીઆબે સમીલાસની જોબાનથી એવી વાત સાંભલી, તેવારે તેના દેલમાં એવી તો ખુશી પેદા થઈ કે, તે બુઢો પાદશાહા ગોયા પાછો ચઊદ વરસની ઊમરનાં જેવો નોજવાન થયો. અને તે પાદશાહે સેતાબ શાકીને હોકમ કરી શરાબ મંગાવીયો, ને તરણ જામ પેહેલવાન સમીલાસની યાદમાં પેદરપે નોસ કીધી. ને ખુશી થઇ સમીલાસ ઉપર આફરીન કીધી, ને કહીઊં કે, "અય નામદાર શેર બચા સમીલાસ, જેવી તારી હીમત છે તેવાજ તારા હોનરભી છે તેથી તારો મોરાદ સેતાબ બર આવજો." તેવાર પછે પાદશાહે બારમાનને ફરમાવીઊં કે, "આપણાં લશકરમાંથી ઘણાએક લડાયક સવારો ચુંટી કાહાડ, કે પેહેલવાન સમીલાસની સાથે જઇ નેકદેલીથી યારી કરે." તેવારે સમીલાસે પાદશાહા અફ્રાસીઆબને કહીઊં કે, "અય પાદશાહા મારો સાથે મારાં લશકરના તરીશ હજાર સવાર છે તે બસ છે. મારી નજદીક દુશમન લોકો ઘાસનાં તનખાંની મીસાલ કસા હેસાબમાં નથી." એટલું કહી સમીલાસે પોતાનાં લશકરમાંથી તરીસ હજાર સવારને જીનબંધી કરાવી, ને પોતે પાદશાહા અફ્રાસીઆબની રજા લેઇ દરગાહમાંથી બાહાર નીકલીયો, ને સેતાબ શેરની મીસાલના ઘોડા ઊપર સવાર થયો. એમ કરતાં જેવારે બે પોહોર રાત ગુજરી તેવારે સમીલાસે કીના ભરેલા લશકર સાથે ઇરાનીઓ ઉપર સબેખુન મારવાને વાસતે આગલ રાહા માપી, ને દેલમાં આગલો કીનો પાછો તાજો કીધો. એમ કરતાં જેવારે તરણ પોહોર રાતનો વખત થયો તેવારે સમીલાસ કીના ભરેલાં મોહો સાથે ઇરાની લશકરની નજદીક જઈ પોંહોંચીયો. તોઆં જઇ જોય શું કે હરતરફ તલાયા લોકો ફરતા હતા, અને તમામ ઇરાની લશકર આસાએસના ખોઆબમાં શુતેલું હતું.

---

## હેકાયત લખી છે કે, મારીયો ગયો ગસતેહેમનો બેટો મીનોચેહેર સમીલાસના હાથ ઊપર અને સખેખુન મારીઊં ઇરાની લશકર ઊપર માજંદરાની લશકરે.

હવે આ તરફ ઇરાની લશકરમાં તે રાતને વખત તલાયા લોકોનો સરદાર ગસતેહેમનો બેટો મીનોચેહેર નામનો પોતાનાં લશકર સાથે ફરતો હતો તે પેહેલવાન મીનોચેહેરથી નરે શેરભી ડરતા હતા. તે નોજરી તોખમના પેહેલવાન સાથે લડાઈના કરનારા દસ હજાર સવાર તલાયા ફરતા હતા. જેવારે તે મીનોચેહેરે તુરાની લશકરની કમીગાહા દીઠી, તેવારે તેઓની તરફ જઈ પોકાર મારીને કેહેવા લાગો કે, "અય નાપાક રીમન લોકો, તમો એ રવેશ હેરેમનની મીસાલ એ સીહા રાતને વખત કીઆં દોડો છો ? મગર શું તમો લોકો લડાઈને વાસતે શેર તથા ચીતાની મીસાલ આવેઆ છો, યા અગર તમારી મરજી સખેખુન મારવાની હોય તો તે મને કહો કે હવડાં હું મારી મરદાનગી તમોને દેખાડું. તમે મને પીછાનતા નથી, પણ હું નોજરશાહાંના ગસતેહેમનો બેટો મીનોચેહેર છું, અને મારા દબદબાથી આસમાનભી લરજે છે." જેવારે મીનોચેહરની જુબાનથી સમીલાશે એવા સખુન સાભલીઆ, તેવારે તે નામદાર પેહેલવાનને જવાબ દીધો કે, "અય નોજવાન, હું નામદાર સમીલાસ છું; પણ આજ રાતને વખત મને તુરાનના પાદશાહા સાથે બોલતાં બોલતાં બેદીલી થઈ તેથી એ તરફ નીકલી આવીયો છું. વાસતે એ સીહા રાતને વખત પાદશાહ કેખોસરોની દરગામાં જવાનો રસતો તું મને બતાવ, કે હું તે પાકજાદ પાદશાહાના કદમ ને બોસાદેવા અને મારા ગુનાહાનો માફી ચાહાવા આવેયો છુ." તેવારે મીનોચેહેરે કહીઊં કે, "અય નામદાર સમીલાશ એવી અંધારી રાતે તુંથી પાદશાહાના લશકરની તરફ જવાય નહીં. મને પાદશાહા કેખોસરોનો એવો હોકમ છે કે, એકાએક રાતને વખત કોઇનું લશકર આવે તેને દાખલ આપે નહીં, તેથી એકાએક હું તુંને તે તરફ જવા કેમ દેઊં વાસતે હવે તો રાત થોડી રહીછે તેથી તું એક તરફ

મકાન કર, જેવારે બામદાદનો વખત થાય તેવારે તું પોતાની સવારી સુધા મારી સાથે આવજે, હું તુંને પાદશાહા કેખોસરોની દરગાહમાં લેઈ જવશ." એવો જવાબ મીનોચેહેરની જોબાનથી સાંભલીને નાપાકજાદા સમીલાશે તેને કહીઊં કે, " અય બેહુદા મગજના નાદાન છોકરા, મગર તેં મારા હોનર દીઠા નથી કે કેટલોએકવાર થયો એવડી સરકસીના જવાબ કરે છે. તે કરતા કીનાને વખત તું મારી બરાબર આવવાનો નથી. હું આજ રાતને વખત કમીગાહ કરી તારાં ઇરાની લશકર ઉપર સબેખુન મારવા આવીયો છું, કે મીનોચેહેરનું સર કીનાની તલવારે કરી કાપું." એવા સખુન સમીલાસ માજંદરાનીની જુબાનથી સંભલીને મીનોચેહેર ગોસામાં આવેયો, અને તે નામદારનુ દેલ તપવા લાગું, અને પોતે જાણીઊં કે, એ નાપાક એવી સીહા રાતને વખત આવેયો છે માટે હેમા કાંઇ ફરેબ છે. એવો અંદેસો કરી સેતાબ પોતાની તલવાર મેઆનથી ખેંચી, ને આજર ગોશસપની મીસાલ ગોસામાં આવી તે નાપાક બે દાદગર સમીલાસનાં સર ઉપર મારી; પણ, તેના સર ઊપર લોહાંની કોલાહ હતી તેથી તે તલવાર તેના સર ઊપર કારગાત થઇ નહીં. એત્રામાં સમીલાસે પોતાનો ભારી ગોરજ ઊઠાવેયો તેથી નોજવાન મીનોચેહેરે પોતાનાં સર ઉપર ઢાંલ પકડી; પણ નાપાકજાદા સમીલાસે એવો તો ગોરજનો જરબ મારીયો કે, તે શાહાજાદાની ગરદન જરીઝીન ઉપર કુટી નાખી, ને તેના ધકાએ કરી ઘોડાનો કમર તુટી ગઇ, તેથી તે શાહાજાદો પોતાના ઘોડા સાથે ખાકમાં બરાબર થઈ ગયો.

જેવારે શાહાજાદા મીનોચેહેરના લશકરે એ રવેશ દીઠું, તેવારે તમાંમ તલાયા શોર સાર કરતા નાપાકજાદા સમીલાસ ઊપર હોમલોકરી આવીયા; પણ તે નાપાકે તે લોકોને કસા હેસાબમાં ગણીઆ નહીં. અને તલવાર ઉઠાવી તે તલાયાઓમાથી કેટલાએક સવારોને મારી ખાક માંનાખીયા, ને કેટલાએકને જખમી કીધા. બીજી તરફથી સમીલાસના લશકરેભી તલવાર ખેંચી, તેથી તમામ મેદાન ઇરાની તલાયાઓની લોથે ભરાઇ ગયું, અને જે કોઇ બચીઆ તે સેતાબ લગામ ફેરવીને ઇરાની લશકરનાં તરફ નાહાઠા ગયા. પણ તે લશકરની પછવાડેભી

સમીલાસનાં લશકરે જોસથી ડુંબાલો કીધો, તેથી તે સમીલાસનું લશકરભી પાદશાહા કેખોસરોનાં લશકરમાં જઇ પોહોંચીઊં. તોઆં જોય શું કે ઇરાની લશકર તમામ ફરાગતથી ખુશ ખોઆબમાં શુતું હતું, તેથી તે નાપાક તુરકીઓએ તે શુતેલા ઘણાએક લશકરની ગરદ કાહાડી નાંખી. એમ કરતાં જેવારે લશકરમાં શોરસાર થયો, અને તેમાંથી ધર, પકડ, બાંધ, મારનાં આવાજ ઊઠીયા, તે ગભરાતથી પેહેલવાન લોકો પોતાનાં દેહેરામાંથી જાગી બાહેર નીકલીયા, ને નાપાક અફ્રાસીઆબનાં કામ ઉપર લેઆનત નાંખી, ને સેતાબ નાગી પીઠના ઘોડાઓ ઉપર સવાર થઇને પોકાર મારીને સેતાબ હરતરફ મસાલો રોસન કરાવી, ને જોય શું કે નાપાક તુરકી સવારો હાથમાં તલવારો પકડીને હર તરફ દોડે છે, ને બેદરેગ ઇરાની લશકરની ખરાબી કરે છે. નાપાક સમીલાસ હેરેમનની મીસાલ પોકાર મારતો ને ભારી ગોરજે કરી ઇરાનીઓનાં સર કુટી નાખતો, ને તે નાપાક એવો તો જોસમાં આવેલો હતો કે, સવારોના ઘોડાઓની દુમ પકડીને પોતાના સર ઉપર ગોફનની મીસાલ ફેરવાને દુર ફેંકી નાખતો હતો. એવો મામલો જોઇને ઇરાની તથા તુરાની લશકર એકએક ઉપર તલવાર મારવા લાગાં, ને દલેર સવારો પોકાર મારવા લાગા, ને લશકરમાં શોરસાર ઊઠીયો. ઇરાની લોકો એક બીજાને આવાજ મારીને જગાડતા હતા. એમ કરતાં જેવારે તમામ પેહેલવાનો પોત પોતાના ઘોડા ઊપર સવાર થયા, તે લશકરનો શોરસાર આસમાન લગી વધીયો, તેવારે તે ખબર બુઢા જાલેજરે સાંભલી કે, "નાપાકજાદા સમીલાસે ભારી લશકર સાથે કમીગાહા કરી આવીને આપણા ઇરાની લશકર ઊપર સખેખુન મારીઊં." એવી ખબર સાંભલીને જાલેજરના રોખસારા જરદ થઇ ગયા, ને સેતાબ પોતાની જગોથી ઉઠીયો, ને પોતાનાં ઘોડા ઉપર જીન બંધાવીને બબ્બરની મીસાલ સવાર થયો, ને પોતાનાં બાપ સામ નરીમાનનો ગોરજ હાથમાં પકડી દીવાના આદમીની મીસાલ જાબ્બુલો લશકરની તરફ દોડીયો, ને જંગી ફરામરજના દેહેરામાં ગયો. તીઆં જઇને જોય શું કે, તે બેટાઓ તો હાથમા સરાબની જામ પકડીને બેઠેલા, ને કેરશાસપશાનીભી તેઓનો સાથે હતો. શા વાસતે કે તે નામદારનાં દીદાર

જોયાથી ફરામરજ ઘણો ખુશ દેલ હતો, તેથી દમબદમ તે નવા પેહેલ-વાનની યાદમાં શરાબની જામ તમામ મજલેસ સાથે નોશ કરતો હતો.

જેવારે બુઢો દસતાન દેહેશમાં દાખેલ થયો ને તીઆં તમામ પોતાનાં ફરજંદોને ખુશીથી મજલેસમાં બેઠેલા દીઠા, તેવારે ફરામરજ ઊપર આવાજ મારીને કહીઊં કે, “અય તલવારના મારનારા નામદાર બેટા, હવડાં એ રવેશ ખુશીથી બેસીને શરાબ પીવાનો વખત નથી. કારણ કે, તમામ જેહાન હેરેમનની મીસાલના તુરાની લોકોએ કરો ભરાઈ ગઈ છે, સબબ દુશમન લોકોએ કમીગાહ કરી આવીને આપણા લશકર ઊપર સબેખુન મારીઊં છે. અગર જો હવડાં તમો ગફલતમાં રેહેશો તો, એ નાપાક દુશમનોના હાથથી તમો એક તન સલામત રેહેશો નહીં.” તેવારે પેહેલવાન ફરામરજે પોતાના બુજોરગ બાપને કહીઊં કે, “અય નામદાર બુજોરગી ભરેલા બાપ અને સામેસવારના બેટા, તું એવડો ગાભરો શા વાસતે પડે છે, અને એટલા બધા ગભ-રાતનું કારણ એકાએક અને અચબુચ તું નામદારને શું થાયું છે?” તેવારે સરફરાજ જાલે ફરીથી નામદાર ફરામરજને કહીઊં કે, “અય દેલાવર બેટા, તું તો કાંઈ જાણતો નથી; પણ નાપાક સમીલાસ માજંદરાની દેવો તથા કલમાકી, અને ચીનો સવારો સાથે કમીગાહ કરી આવી પોહોંચીયો છે, ને તેણે આપણા લશકર ઊપર આજ રાતને વખત સબે-ખુન મારવાનું શરૂ કીધું છે. ને તમામ જેહાન તે નાપાકે શોરશાર ભરેલી કીધી છે. અય નામદાર બેટા, તું તો કેહે છે કે તું એવડો ગાભરો શા વાસતે પડેયો છે, પણ તે બદકારે એકાએક આવીને મારાં તમામ લશકરની ખરાબી કીધી છે, તે મારાથી બરદાસત થાય નહી. તેથી હું તેના લશકરમાં લડાઇને વાસતે સેતાબ જાઊં છું, તેથી તમો તમામ પેહેલવાનો મારી પછવાડે આવી પોંહોંચજો.” એટલું કહી જાલેજર પાછો ફરી ઘોડા ઊપર સવાર થઈ તેજ વાનો મીસાલ પોતાનો ઘોડો દપટાવતો આજર ગોશાસપની મીસાલ સમીલાસ માજંદરાનીના લશકર ઉપર જઈ પડીયો.



## હેકાયત લખીછે કે, ગયો નામદાર ફરામરજ પાક દીનના પાદશાહાક્યોસરોની દરગાહમાં, અને વાકેફ કીધો તે નેકબખત પાદશાહાને સમીલાસ માજંદરા નીનાં મકર ભરેલાં કામથી.

હવે આ તરફથી જેવારે બુઢો જાલ પાછો ફરી તુરાની લશકર ઊપર જઇ પડીયો, તેવારે ફરામરજ ગાભરો પડી પોતાની જગોથી ઊ-ઠીયો ને પોતાનાં તનમાં સેતાબ બખતર પેહેરીને કેરશાસપશાનીને કહીઊં કે, "અય નામદારી ભરેલા પેહેલવાન, તું ઊઠ; હવડાં ખુશીથી બેસવાનો આપણો વખત નથી, કે બુઢો દસતાન એકાએક લડાઈપર ગયો છે, શા વાસતે કે ઇરાનીઓ ઊપર હવડાં એકાએક આફત આવી પડીઊં છે. તેવારે કેરશાસપશાનીએ તેને કહીઊં કે, "અય હોનરમંદ પેહેલવાન, તું એવડો તુંદીથી કીનાને વાસતે શાની કમર બાંધેછે? ને એવી ભારે આફત એકાએક તારે ઉપર શું આવી પડી છે?" તેવારે ફરામરજે તેને કહીઊં કે, "અય નામદારી ભરેલા પેહેલવાન, એવા બુઢાપાના વખતમાં જાલેજર પોતે તુરાનીઓની લડાઈમાં ગયો છે, કાર-ણ આજની સીહા રાતને વખત બદ તોખમનો સમીલાસ કીના ભરેલો થઈ આવીને આપણા પાદશાહાના લશકર ઉપર સબેખુન મારવા પડે-ઓ છે. તેની સાથે બુરા મજહબના તરીસ હજાર માજંદરાની સવારો હેરંમનની મીસાલના છે, તેમાંનો એક એક સવાર એક એક હજાર પેહેલવાનોને બરહમ મારે એવો છે. દેવો, તુરકી અને જાદુગરો એવા તરણ તરેહના આદમીઓનું તે લશકર છે; અને નાપાકજાદો સમી-લાસ પોતે હજારો હીલા તથા મકર ભરેલો છે, તેથી હું ડરૂં છું કે, તે નાપાકના હાથથી મબાદા બુઢા જાલને કસી ઇજા પોહોચશે, તો આપ-ણને તેની માતમમાં બેસવું પડશે. તે વાસતે હું સેતાબ કમર બાંધું છું, કે હું બુઢા જાલની પછવાડે જઈ પોંહોચીને તે નામદારની મદદ કરૂં." એટલું કહી તે નામદાર પોલતનના બેટાએ પોતાના હાથમાં પોતાના નેઆગાન નરીમાનનો ભારો ગોરજ પકડીયો, ને દેહેસમાંથી બાહાર આવી ઘોડા ઊપર સવાર થયો, ને શેર મરદ કેરશાસપશાનીને

કહીઊં કે, “અય નામદાર તુંબી સેતાબ તઇઆર થઇને મારી પછવાડે આવી પોંહોંચજે. હું એટલા વાસતે સેતાબી કરીને આગલથી જાઊં છું, કે સરફરાજ જાલ એખલો છે તેથી તેની મદદે જઇ પોંહોંચું.” એટલું કહી પોતે ઘોડો દપટાવતો ઇરાની લશકરમાં જઈ પોંહોંચીયો, તીઆં જોય શું કે તે સીહા રાતને વખત કીનાના નગારાં ને કરનાયના આવાજ થઇ રહેઆ છે, ને તમામ લશકર હલીમલી રહેલું છે. કોઇ ને કોઇની ખબર પડે નહીં. ઘોડાઓ હરનતા તથા સવારો પોકાર મારતા તેથી તું કેહે ગોયા રસતાખેજ પેદા થઇ હતી. તે સીહા રાતે જમાનોબી ગોયા આંધલો થાયો હતો, અને નાપાક તુરકીઓની તલવારે ઇરાની લશકરના સવારો ખાકમાં પડતા હતા. હર તરફ હાએ હાએનો આવાજ નીકલતો. બાજે સવારો તલવારો પકડીને દુશમનની સામે થયલા, ને બાજે સવારો જીવ લેઇ નાહાસતા હતા. જેવારે નામદાર ફરામરજે તે જગો એવો મામલો દીઠો કે, તમામ ઇરાની લશકર બરહમ મલી ગયુંછે, ને પોકાર તથા શોર ઉઠી રહેઓછે તેવારે તે નામદારે તે લગાઇગાહમાં નેગાહા કરી સારી રવેશ જોયું તો બુઢો જાલ નજરે પડીઓ નહી; તેથી દીવાના આદમીની મોસાલ ગાભરો પડી હર તરફ પોતાનો ઘોડો ફેરવવા લાગો ને હર તરફ બુઢા જાલની જોસતેજો કરવા લાગો. તે નામદારે નીશચે જાણીઊં કે, એવી સખત લડાઇમાં બુઢા જાલથી કીઆં પોંહોંચાશે. એવો અંદેશો કરી ઘોડો દપટાવતો પાદશાહા કેખોસરોની દરગાહની તરફ ગયો. તીઆં જઇને જોયશું કે તીઆં તો કોઇનેબી બદ ખસલતના સમીલાસનાં કામની ખબર વટીક મલેલી નહી. અને સરવ કોઈ આરામથી સુતેલા હતા. તેવારે ફરામરજે ઓસાથી ચોકીબાન લોકોને પોકાર મારીને ગાલ દેઇને કહીઊં કે “અય કમબખત લોકો સુતાછો શું? સેતાબ ઊઠો અને કમર બાંધો, કે બદ ઓહર સમીલાસ બારી લશકર સાથે રાતોરાત કમીગાહ કરતો આવી પોંહોંચીયોછે, ને તે નાપાકે પોતાની તલવારે કરી તમામ ઇરાની લશકરને બરહમ મારીઊંછે. વાસતે હોશીઆર થાઓ. ને સેતાબ તલવાર પકડી પાકદીનના પાદશાહાની દરગાહની ખબરદારી રાખો. સેતાબ મસાલ રોશન કરો કે, નાપાક દુશમન લો-

કેથી ઇરાની લશકર ખતંગ આવી ગયું છે. હું નથી જાણતો કે નામદાર જાલેજર એ તરફ આવેઓ હતો તે કીઆં ગયોછે ? નથી માલુમ પડતું કે, તે નામદાર જીવતો છે, યા મારેઓ ગયો છે ? તે નામદારે મને અવલ કહીઊં હતું કે, હું સેતાબ જઇને પાદશાહા કેખોસરોને ખબર કરૂછું તેથી તમોને ખબર હોય તો મને કહો કે, બુઢો જાલ એ તરફ આવેયો છે યા નહી." એ રવેશ નામદાર ફ્રામરોજ બોલંદ આવાજે ચો કીબાન લોકોને પુછતો હતો, તે આવાજ પાદશાહા કેખોસરોએ પોતા ના દેહેરામાંથી સાંભલીયો, કે ફ્રામરોજ ગોસા ભરેલો અને ગમગીન દીલથી બોલેછે. એવો અંદેશો કરી પાકજાદ પાદશાહા કેખોસરોએ સેતાબ જગોથી ઉઠી પોતાના દેહેરામાંથી બાહાર આવી ફ્રામરોજને કહીઊં કે "અય નામદાર જેહાન પેહેલવાનના બેટા, તું એવડો ગાભરો પડીને એવો સીહા રાતને વખત એ જગો આવી એવા બોલંદ આવાજે ગોસાથી શા વાસતે બોલે છે ? મગર એ સીહા રાતને વખત એ ફરતા આસમાનની ચાલથી એકાએક તારી ઊપર કાંઇ આફત આવી પડીઊંછે કે શું ?" એવા સખુન પાદશાહા કેખોસરોની જુબાનથી સાંભલોને ફ્રામરજે, પાદશાહ કેખોસરોને તુરાનીઓની કમીગાહની તથા સખુન- ની તમામ હકીકત કહી. તે સાંભલીયાથી પાદશાહાનો ચેહેરો જરદ થઇ ગયો, ને ફ્રામરોજને કહીઊં કે "અય નામદાર જેવારે એવું છે તો તું ઊભો શા વાસતે રહયોછે, તું સેતાબ તે લશકરમાં જઈ બુઢા જાલેજર- ની જોસતેજો કર." એ રવેશ ફ્રામરજને કહીને તે પાકજાદ પોતે પણ ગભરાઇ ગયો.

---

## હેકાયત લખીછે કે, જારી કીધી નામદાર ફ્રામરજે પોતાના બુઢા બાપ જાલેજરને વાસતે.

હવે નામદાર ફ્રામરજને પાદશાહા કેખોસરોએ ઉપર જણાવે આ પરમાણે કહીને તે પાકજાદ પાદશાહા પોતેભી સબરંગ બેજાદની પીઠ ઊપર સવાર થયો, ને સેતાબ કીતાનું નગારૂ કરાવીઊં. તે નગારાનો આ- વાજ તમામ ઇરાની લશકરે સાંભલીયો, તેથી સરવ કોઇ ગાભરા પડી

ગયા, અને વીચાર કરવા લાગા કે, એવી સીહા રાતને વખત પાદશાહાની દરગાહમાંથી કીનાનાં નગારાના આવાજ બે અંદાજે નીકલેછે એનો સબબ શું છે? એ અંદેશાથી સેતાબ સરવે કોઇ પોત પોતાના ઘોડા ઉપર સવાર થયા, ને પાદશાહાની દરઆહના દરવાજા ઉપર આવી પોંહોંચીયા. તે જગો ઊપર બેશુમાર મસાલો રોશન કીધી, ને પાદશાહા પોતે તમામ પેહેલવાનો સાથે તે સખત કીના ભરેલી લડાઇમાં નીકલીયો. તેમાં પેહેલવાન બરજો, જંગી જેહાનસોજ, નામદાર કેરશાસપશાની, સપેહેસાલાર તુસ, શાહાજાદો ફરેબોરજ, દીલાવર તમુર, પેહેલવાન ગોદરેજ, નામદાર ગેવ, હીમત ભરેલો ગુરગીન, શેરમરદ બીજન, એ વગેરે તમામ દેલાવર પેહેલવાનો ગોરજ તથા તલવાર સાથે દુશમન લોકોના ખુનને વાસતે રાતને વખત સવાર થઇને બાહાર નીકલીયા. તે લડાઇગાહાનો તરફ તેઓ દોડતા જઇ પોંહોંચીઆ, અને નજર કીધી તો તમામ જમીન લોહી ભરેલી થયલી, અને તે લોહીમાં આદમીઓનાં સર, પ્રાણી તથા હાથ બેસુમાર પડેલા દીઠા. તમામ તુરાનીઓએ લડાઇથી સુરમાં આવીને ઇરાની લશકરની બેસુમાર ખરાબી કીધેલી હતી, અને બીજી તરફથી નાપાકજાદો સમીલાસ સીહા દેવની મીસાલ તે લશકરને દરમેઆન ઉભેલો હતો. તે નાપાકની પોશત પનાહાથી તમામ તુરકીઓ ઇરાનીઓ ઉપર તલવાર મારતા હતા. એક તરફ લડાયક ફ્રામરજ તે લડાઇગાહમાં નામદાર જાલની જોસતેજોમાં ફરતો હતો. એમ કરતાં નામદાર ફ્રામરજ તે રાતને વખત તમામ લશકરમાં ફરી વલીયો; પણ સરફરાજ જાલની કસી નીશાન પામીયો નહી. તેવારે પોતાના સીના ઊપર હાથ મારીને કેહેવા લાગો કે "અફશોસ, મારો બુઢો નેઆગાન સામે સવારનો જાલેજર એ લડાઇમાં મારીઓ ગયો હશે."

એ રવેશ તે નામદાર અંદેશો કરી હાએ મારીને આગલ ચાલીયો અને પોતાની આંખમાંથી મોતીના કટરાની મીસાલનાં આંજુ વરસાવી એમ કેહેતો હતો કે, "અય મારા બુઢા મેઆગાન બાપ, તું જેવો નામદાર જેહાનમાં પેદા થશે નહી. અય બુજોરગ બાપ, હું તુંને એ સીહા રાતને વખત એ લડાઇમાં કીઆં ઢુંડું? તારી દાનાઇ તથા તદબીરનો મને ઘણો અફસોસ લાગેછે. અને તારા જેવી ઊમર કોઇ બીજા

પેહેલવાનની થશેજ નહી." એ રવેશ પેહેલવાન ફ્રામરજ, પોતાના બુઢા બાપ નામદાર જાલનો અફસોસ કરતો, અને પોતાનો ઘોડો હાંકતો જે જગો નાપાક સમીલાસ તુરાની લશકર સાથે ઊભો હતો તીઆં જઇ પોંહોંચીયો, અને તે બદકારજાદા દેવ ઉપર એક પોકાર કલેજાના જોરથી મારીને કહીઉં કે "અય બદ તોખમના નાપાક, તું તારા બાપની મીસાલ બદ ખસલતી ભરેલો ચોર છે, તેથી તમો લોકોએ એજ રવેશ રાતને વખત માજંદરાનના પાદશાહાને મારીને તે જગોનું તખત તથા ગંજ પોતાને હાથ કીધોછે, ને તાજબખશ રૂસતમનો રખશભી તું એ જ રવેશ રાતને વખત ચોરી લઇ ગયો હતો. અય બદ નસલના દેવ, તેં દગાએ કરી ઘણાએક નામદાર પેહેલવાનોને જીવથી મારીયાછે; પણ એ તારાં કામ મરદાને મરદ લોકોની સંફમાં ગણાતાં નથી. તું પોતાના દેલમાં એમ કરી જાણતો હશે, કે હું ઘણોએક લડાએક સવાર છું; પણ તું લડાઇને વખત દગો તથા હીલા સીવાએ કાંઇ બીજો હોનર રાખતો નથી. જેવારે કાલ રોજની લડાઇમાં તું હમારા જોરને બરાબર આવી શકીઓ નહી, ને હમારી મરદાનગીની બરદાસત તુથી થઇ શકી નહી, તેવારે તું પોતાના પાદશાહાની નજદીક શરમીંદો થયો, તેવાર પોતાની આબરૂ રાખવાને વાસતે મકર તથા ફરેબથી અરધી રાતને વખત ચોરની મીસાલે તુરાની તથા માજંદરાની લશકરની મદદ સાથે હમારાં લશકર ઊપર સબેખુન મારવા આવેયોછે કે, એ કામ કીધાથી તું પોતાના નામને આસમાન લગી પોંહોંચાડે, અને તુરાન જમીનમાં તું પોતાને નામદાર પેહેલવાન કેહેવાડે એવી તારી મરજીછે; અય નાપાકજાદા સમીલાસ માજંદરાંનો, એ કામ પેહેલવાન લોકોનાં નથી; એતો તું જેવા બદખસલત દેવોનાં કામ છે. દાના લોકો ફરમાવી ગયાછે કે ચોર બચાનું સર આકેબત સુલી ઉપરજ હોય."

જેવારે શેર પોશ સમીલાસે ફ્રામરજની જોબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે તે દેવે હસીને ફ્રામરજને કહીઉં કે, "અય સવાર, હું જોઉં છું કે, એ તારી અકલ તમામ હેરેમનની મીસાલની છે. અય જાબુલી સવાર, હવે આજ રાતને વખત મારા ભારી ગોરજે કરી તારૂં સરભી એ કીનાના મેદાનમાં કુટી નાંખી તારાં લોહીની નદી જારી કરૂં,

ને તારા ગોસતના ખોરાકથી ગીદ જાનવરને છઆફત આપું કે તારા ગોસતની ઇનતેજારી તે જાનવર ઘણી રાખે છે." એવા સખુન સમીલાસની જુબાનથી સાંભલીને નામદાર ફરામરજ બેએખતીઆર હસીયો; પણ તુરત એકદમ ગોસામાં આવેયો, કે તે ગોસાએ કરીને તે નામદારનું તન લરજીઉં, ને તે વખત તે જેહાન પેહેલવાનના બેટાના વન ઊપરના નરમ બાલ નેજાના નોકની મીસાલ ઊભા થયા. એવામાં નાપાક સમોલાસે પોતાનો ભારી ગોરજ ઊઠાવીયો, ને કીનાએ કરી પોતાનો ઘોડો આગલ દપટાવીને એક ગોરજ તે નામદાર જાબુલીના સર ઉપર મારીયો. તે ગોરજનો જરબ આવતો જોઇ નામદાર ફરામરજે પોતાનાં સર ઊપર ઢાલ પકડી; પણ તે ઢાલ ઊપર એવો તો જરબ લાગો કે, તેનાં ફુલમાંથી આતશના શોલા નીકલીયા, તે આસમાન લગી જઇ લાગા. તે જરબનો આવાજ તમામ લશકરના પેહેલવાનોએ સાંભલીયો. તેથી કરીને કેરશાસપશાનીએ તથા જેહાનસોજે ઘોડા ચલાવીઆ. બીજી તરફથી બરજોએ પોતાનો ઘોડો આજર ગોશાસપની મીસાલ દપટાવીયો, તેથો ગોદરેજના બેટા ગેવનું દેલ સુર ભરેલું થયું. અને નોજરશાહાના તુસે પોતાના પેહેલવાનો સાથે નાપાકજાદા તુરાની લશકર ઉપર હોમલો કીધો. નામદાર ફરામરજ તો તે રજાલા દેવ સાથે લડાઇ કરી તે ઉપર લડાઇનું મેદાન તંગ લાવીયો હતો. જેવારે તુરાની લશકરે ઇરાની લોકોનો ગલબો ઘણો દીઠો, તેવારે સરવે કોઇ પોતાના ઘોડાઓની લગામ ફેરવીને નાહાસવા લાગા. જેવારે સમોલાસે પોતાના લશકરને નાહાસતું દીઠું, તેવારે પોતાના લશકર ઊપર આવાજ મારીને કેહીઉં કે, "અય મારા નામદારો, તમો એવડા નાહીમત થઇને શા વાસતે નાહાશો છે?" તેવારે એક તુરકી સવારે જવાબ દીધો કે, "અય સમીલાસ આપણાં લશકરનું બખ્ત બરગસતે થયું, શા વાસતે કે શેરનો પકડનાર જેહાનસોજ તથા બરજો હાથમાં તલવાર તથા ગોરજ પકડી આવી પોંહોંચીયા છે. તેઓએ આપણાં લશકરના ઘણાએક સવારોનાં સર કાપી જમીન ઉપર ઉધાં નાખીયાં છે." એવા સખુન તે સવારની જોબાનથી સાંભલીને સમીલાસે પોતાની ડાહાબી, જમણી તરફ નેગાહ કીધી કે, કેઇ તરફ બરજો છે. તો ડાહાબી બાજુ ઉપર

ગેવના બેટા બીજનને દીઠો કે તે પોતાના ગોદરેજીઆની પેહેલવાનો સાથે તુરાની લોકો ઊપર તલવારબાજી કરે છે, ને લશકરના પેહેલવાનોને ખાકમાં નાખે છે. તેની પછવાડે જેહાનસોજ તથા બરજો ભારી ગોરજે કરી માજંદરાની લોકોનાં મગજ કુટી નાખે છે. જમણી બાજુ ઊપર પાકજાદ યજદી જલકાઠનો રાખનાર પાદશાહા કેખોસરો પોતે પોતાના સબરંગ બેજાદ ઊપર સવાર થઇ, તલવારે કરી પોતાના દુશમન લોકોનાં સર ખાકમાં નાખે છે અને તે પાકજાદ પાદશાહાની પછવાડે તમામ ઇરાની પેહેલવાનો જરી કોલાહા તથા જરી કોહબાના રાખનારાઓ પુર હીમતથી પોતાની તલવારો બેદરેગ દુશમનો ઉપર ચલાવે છે. જેથી તુરાની તથા માજંદરાનાં લશકર નાહીમત થઇ તે મેદાનમાંથી નાહાસે છે.

---

## હેકાયત લખી છે કે, નાહાઠો ગયો નાપાકજાદો સમીલાસ પોતાનાં લશકર સાથે જાબુલસતાનની વરફ અને લઇ ગયો તે નાપાક પોતાની સાથે બુજોરગ જાલને બંધીવાનની મીસાલ.

---

જેવારે સમીલાસે લડાઇનો મામલો એ રવેશનો દીઠો, કે ઇરાની લશકરના તમામ પેહેલવાનો આવીં પોહોંચીયા છે; ને તલવાર મારવામાં કસી દરેગ કરતા નથી, તેવારે પોતાના દેલ સાથે કેહેવા લાગો કે, "અય સમીલાસ, હવે એ જગાથી તુને નાહાસી જવું બેહતરછે, હવે એ જગો રેહેવામાં ખુબી નથી." એવો અંદેશો કરી સેતાબ પોતાના ઘોડાની લગામ ફેરવી, ને જેમકે કમાનમાંથી તોર ઉડી જાય તે મીસાલ સેતાબ નાહાસવા લાગો. જેવારે ફરામરજે તે નાપાકને એ રવેશ નાહાસતો દીઠો, તેવારે તેની પછવાડે તે પોતાનો ઘોડો દપટાવતો ગયો, ને પોતાનો ગોરજ ઉઠાવીને તે ઉપર એક જરબ મારીયો, પણ સમીલાસનો ઘોડો ઘણો સેતાબ જતો હતો, તેથી નામદાર ફરામરજનો ગોરજ તેના તન ઉપર લાગો નહી; પણ તેના ઘોડાનો દુમ ઉપર તરછો લાગો તેથી તેના

ઘોડાના પાછલા બેહું પાઊં તુટી ગયા, તેજ વખત તે ઘોડો પછાડ ખાઇ જમીન ઉપર પડીયો, ને તેનો જાન કબજ થઈ ગયો. તેની સાથે નાપાક સમીલાસ બેઆરીથી ખાક ઉપર પડીયો, ને દેહેસતે કરી તે બદકાર નાં મોહોડાનો રંગ ઉડી ગયો.

જેવાર પેહેલવાન ફરામરજે એવો મામલો દીઠો તેવારે ચાહીઊં કે, તેના સર ઉપર બીજો ગોરજ મારીને તે નાપેકારને ખાક સાથે બરાબર કરી નાખે. એવામાંતો નાપાક સમીલાસનાં લશકરના તમામ જાદુગર લોકો આવી પોહોંચીયા, તેઓએ નામદાર ફરામરજને પોતા વચ્ચે ઘેરી લીધો, ને તે નાંમદાર ઉપર બેસુમાર તીરનો વરસાદ વરસાવીયો. જેવારે પેહેલવાન ફરામરજે પોતા ઊપર એવો મામલો દીઠો, તેવારે તે લશકર સાથે લડવા લાગો. એવો મામલો જોઇ નાપાક સમીલાસ ઊઠીને સેતાબ નાહાસવા લાગો, એવામાં એક દેવે એક તેજ ચાલનો ઘોડો લાવીને સમીલાસની નજદીક હાજેર કીધો, તેથી તે નાપાક તે ઘોડા ઊપર દેહેસત ભરેલો સવાર થઇ પતજડીના વાની મોસાલ નાહાઠો. તેની પછવાડે નાપાક માજંદરાનીં દેવોબો નાહાસવા લાગા, અને તે સરવે કોઈનાં દેલ નામદાર ફરામરજની દેહેસતથી હેબત ભરેલાં હતાં. જેવારે બુરા તાખમના સમીલાસની મોરાદ તે જગો ઉપર બર નહી આવી, તેવારે તે નાપાક તે જગોથી નાહાઠો તેવો જાબુલસતાનની તરફ જાલના રૂસતમનું ખાનદાન ખરાબ કરવાને જંગલની તરફથી ઊગટ રાહે નીકલી ચાલીયો. હવે એ તરફ તાજનો રખનાર પાદશાહા કેખોસરો પોતાના દલેરો સાથે તુરકી લશકરને પરાગંદે કરી ફતેહમંદી ભરેલો પોતાના દેહેરામાં ગયો, તીઆં તમામ લશકરના સપેહેસાલારો પાદશાહાની દરગાહમાં આવી ખાકને બોસા દેઇ સરવ કોઇ પોત પોતાની જગો ઉપર બેઠા. તીઆં નામદાર ફરામરજે કહીઊં કે, “અય પાદશાહા, નાપાક સમીલાસ આજની લડાઇમાં કીનાને વખત જાદુઇનાં મકરે કરી મારા હાથમાંથી છુટી ગયો છે. એ નાપાકજાદા દેવનો ઘોડો મારા એકજ ગોરજે કરી મુવો, તેની સાથે બદકાર સમીલાસ જમીન ઉપર પડોયો. તેવારે મેં ચાહીઊં કે, એ નાપાક માજંદરાનીના સર ઉપર એક બીજો ગોરજ મારૂ, ને એની ગરદન તથા પીઠ તોડી નાખું. એવામાંતો નાપાક માજંદરાની લશકર-

નાં છ હજાર સવાર દોડતા આવી પોહોંચીને મારી આસપાસ ફરી વલીયા, ને મારી ઊપર બેસુમાર તીરનો વરસાદ વરસાવવા લાગા. તે ફુરસદનો વખત જોઈને નાપાક સમીલાસ તેજ વાની મીસાલ મેદાન-માંથી નાહાઠો ગયો. એવો મામલો જોઇને તેનાં છ હજાર લશકરમાંથી બે હીસા લશકર મેં મારીઊં, પણ હું નથી જાણતો કે હવે પછે જમાનો આપણાં ઉપર શી બાજી પેશ લાવશે."

જેવારે પાકજાદ પાદશાહા કેખોસરોએ નામદાર ફરામરોજની જુબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે પાદશાહે, તે નામદારને કહીઊં કે, "અય બુજોરગ અનજુમનને જેબના દેનાર નામદાર પેહેલવાન, તું કસી વાતે દલગીરમાં થા. આપણો ઇઆર પાક યજદા છે તેની મ-દદથી આપણાં દુશમેન લોકો શરનેગુન થાશે, ઇઆને ઊંધા પડશે, ને આપણી મોરાદ બર આવશે." એ રવેશ દેલાશા ભરેલો જવાબ દઇ, તે પાક એતેકાદના પાદશાહે હોકમ કીધો તેથી એક મજલેશ બોરમ બેહેસતની મીસાલની શમારી, ને ફુલને ચેહેરેના શાકી લોકો શરાબના દોર ફેરવવા લાગા. એમ કરતાં રૂમનો પાદશાહા હાથી દાંતના તખત ઊપર બેઠો, ને હબશીના પાદશાહાને ઊંધો નાંખીયો, ને શીહા કાગડો ઉડી ગયો, ને સફેદબાજ નજર આવીઊં, ઇઆને બાંમદાદનો વખત થયો, ઇઆને રોસન આફતાબ બાહેર નીકલીયો. તેવાર દાદગર પાદશાહા કેખોસરોએ ફરીથી સરફરાજ જાલને ઇઆદ કીધો, કારણ કે તે નામદાર-ની કશી નીશાંન દીઠી નહી! તેથી સેતાબ હોકમ કરીને જોસતેજો ક-રાવી, પણ કોઇએ તે બુજોરગવારનો પતો આપીયો નહી, તેથી પાકજાદ પાદશાહાનો ચેહેરો જરદ થયો.

જેવાર નામદાર ફરામરજે પાદશાહા કેખોસરોને અંદેશા ભરેલો દીઠો તેવારે તે નામદારે પાક મહજબનાં પાદશાહા કેખોસરોને કહીઊં કે, "અય મારાં નેક નઇઅતના પાદશાહા, આજ ગઇ રાતે નેકબખત બુઢો જાલ શીસતાનની તરફથી ભારી મંજલ કાપતો આવેયો, તેવોજ એકદમ ગાભરો પડેલો મારા દેહેરામાં આવી પોંહોંચીયો, ને નાપાક શામીલાસના સખૂનની ખબર તે નામદારે મહને કહી, સેતાબ પોતે પાછો સવાર થઇને ઇરાની લશકરની તરફ દોડતો ગયો, કે ઇરાન જમી-

નનાં દલેરોને ઓઆબથી બેદાર કરે, કે રાતને વખત દુશમનની સામે મોકાબલો કરે. તે માહારા બુજોરગ બાપની પછવાડે હું સવાર થઇ સેતાબ બાહેર નીકલીયો, પણ મેં તે નામદારને એ લશકરમાં કેહે દીઠો નહીં. મેં તે બુજોરગનો ઘણી શોધ અને તલાશ કીધી પણ તેનો કશો પતો પામીયો નહી, જેથી મેં ઘણી એક જારી કીધી, અને એકદમ ગોશામા આવી મારી તલવાર ઊઠાવીને લડાઇની દોડ ધુપમાં હું પડીયો, તેથી મને તે નામદારની ઇઆદ રહી નહી, જે તે જમાનાનો સરદાર કીહાં છે! અને તે નામદાર ઉપર હાલ સું આફત ગુજરતી હશે ?"



## હેકાયત લખીછેકે, ખબર થઇ જાદુગર અફરાસીઆબને બુજોરગવાર જાલનાં કેદ પકડાયાની અને તેની ખુશાલીમાં મજલેસ કીધી તે તુરકી પાદશાહે.



એ રવેશ ફરામરજની જોબાનથી પાદશાહે હકીકત સાંભલી, તેથી તે નેકબખત પાદશાહા ઘણો દીલગીર થયો. પછે સેતાબ મેહેરવંદ હલકારાને બોલાવીને હોકમ કીધો કે, "તું સેતાબ તુરાની લશકરની તરફ જા, ને હરેક તદબીરથી સરાફરાજ જાલની ખબર લાવ, કે તે નામદાર કીહાં છે! ને શી રવેશ છે, તે તમામ ખબરથી વાકેફ થઇને આવ. અગર જો તું સરફરાજ જાલની ખબર લેઇને આવશે તો તુને ગોહર તથા મોતી તથા લાલનો સરોપાવ બખશીશ કરશ. પણ તું હરેક તદબીરથી તે માહારા બુજોરગ સરદારની ખબર લેઇ આવ, કે તે ખબર શાંભલવા પછે હું તે નામદારની તરદોદ કરૂં."

જેવાર હોનર ભરેલા મેહેરવંદ હલકારાએ પોતાનાં પાદશાહાનો એવો હોકમ સાંભલીયો, તેજ વખત તે હીલા ભરેલા મેહેરવંદે પોતાના તનમાં તુરાની લેબાશ પેહેરીયો, ને સેતાબ અફરાસીઆબના લશકરની તરફ નીકલી ચાલીયો. તીહાં જઇ દુર એક જગો ઊભો રહી નેધાહા કરી તમામ પેહેલવાનોને જોવા લાગો. એમ કરતાં તે જગોથી આગલ ચાલી તુરાનના પાદશાહાના દેહેરા આગલ ગયો, તીહાં જોએશું કે તે

મજલસમાં પાદશાહા અફ્રાસીઆબે એક શખશ ખબર કાહાડનારા હલકારાને બેશાડેલો, ને તે પાદશાહાની મજલેસમાં તમામ તુરાની પેહેલવાનો બેઠેલા, તે તમામ ઉપર મેહેરવંદે નેઘા કીધી તીહાં સમીલાશને દીઠો નહીં! તેથી તુરાની જોબાનમાં બાજે ખેદમતગારોને મેહેરવંદે પુછીઊં કે, "એ મજલેસમાં નામદાર સમીલાશ નથી તે શું છે?" પણ કોઇએ તે હલકારાને સમીલાશનો હેવાલ કહયો નહીં.

એમ કરતાં તે જગો ઉપર શાએત એક ગુજરી, તેવાર પાદશાહા અફ્રાસીઆબે પીરાન વજીરને કહીઊં કે, "અય દાનાઇ ભરેલા મરદ, હું જાણતો નથી કે આજ ગઇ રાતે નામદાર સમીલાશે ઇરાનના લશકર સાથે શું કીધું હશે? બગર બાપનો કેખોસરો, જાલ ફરામરજ, તમુર, બરજો, જેહાનસોજ કેરશાસપશાની, તુશ, દેલેર ગેવ, ફરેબોરજ, બુઢો ગોદરજ, બીજન, શાપુર, ખરાદ, ગશતેહમ, બેહેજાદ, તથા એ વગેરે ઇરાન જમીનના તમામ પેહેલવાનોમાંથી કોણને જાણથી મારીઆ હશે? ને કોણ કોણને જીવતા પકડીઆ હશે? ઇઆ અગર જમાનાએ એ નામદાર સમીલાશ ઉપર કશી શખતી નાખી હશે? કે હજી સુધી તેહેની કાંઈ ખબર આવી નહીં!"

જેવાર પીરાનવજીરે પોતાના પાદશાહાની જુબાનથી એવા સખુન શાંભલીયા, તેવાર દાનાઇ ભરેલા પીરાને પાદશાહા અફ્રાસીઆબને કહીઊં કે, "અય બુજોરગી ભરેલા પાદશાહા, તું મારી વાત ઉપર કાંનધર, ને હું જે સખુન કહું તે કાબેલીઅતથી શાંભલ. હવડાંજ મારાં લશકરના હલકારા ખબર લેઈ આવીયા છે, તેઓની જોબાનથી મેં એવું શાંભલીઊં, કે સાંમે સવારનો દસતાંન, એકાએક સમીલાશની શામણે એખલો લડવા આવીયો હતો, તેથી તે બુઢા જાલ ઉપર સમીલાશે કમંદ નાંખીને તેને પકડી છુપીયો રાખી પોતાની સાથે લેઇને તે નામદાર જાબોલસતાનની તરફ સેતાબ દોડતો ગયો છે. કે જાબોલમાં હવડાં કોઈ પેહેલવાન હાજેર નથી, તેટલામાં તે જગો જઇ રૂસતમનું ખાનદાન ખરાબ કરે, ને જાબુલને બાલી ખાક બરાબર કરે. હેવા અનદેશાથી તે પેહેલવાન જાબુલની તરફ શેરની મીસાલ દોડીયો ગયો છે." જેવાર અફ્રાશીઆબે જાલને કેદ પકડાયાની ખબર શાંભલી,

તેવાર એવોતો ખુશીમાં આવેઓ કે તે ખુશીથી એક મરતબે બેહોશ થઈ ગયો. પછે પીરાંનને એમ કરી કહીઉં કે, "અય સરફરાજ પીરાન, જેવાર રૂસતમના બાપ જાલનું સર આપણાં બંધમાં આવીઉં તેવાર તો એમ કરી જાણવું કે આપણું બખત પોતાની મેલે રોસન થયું ને જાબુલનો મોલક મારો થઈ ચુકો. બલકે તમામ જેહાનનો પાદશાહા હવે હું કેહેવાયો ! અય દાનાઈ ભરેલા પીરાંન, તું કાંઈ જાણેછે ? આપણે એક વખત ઈરાનના પાદાશાહાને તેહેના તમામ પેહેલવાનો સાથે કેદ પકડીયે તે એક તરફ, ને એ સાંમે સવારના બુઢા જાલને પકડીયો તે બરાબર છે."

એ રવેશ ગોફતેગો કરી તેની ખુશીમાં શરાબ મંગાવીને હાથમા જામ પકડી, ને મજલેસમાં શરાબનો દોર ફેરવાયો, ને પરીની મીસાલની રામસગરોએ ખુશહાલીના શરોદ ગાવા માડીયા. પાદશાહા અફરાસીઆબ ખુશીમાં આવી સમીલાશની ઈઆદમાં શરાબની જામ પેદરપે નોશ કરતો હતો. જેવાર તે તમામ ભેદથી મેહેરવંદ હલકારો વાકેફ થયો, તેજ વખત તુરાની લશકરમાંથી બાહાર નીકલીને નામદાર પાદશાહા કેખોસરોની નજદીક દોડતો ગયો, ને પાદશાહાની દરઘાહામાં આવી જમીનને બોશા દેઇ શોજદો કરી તાજના રાખનારા પાદશાહા કેખોસરોની નજદીક બાંગે બુલંદ કહીઉં કે, "અય પાકમહજબના પાદશાહા, બે બુનીઆદના નાપાક સમીલાશે સરફરાજ જાલને કેદપકડીયો છે. ને તે બદજાદ પોતાના લડાએક લશકર સાથે જાબુલસતાનની તરફનો રસતો પકડી ગયોછે, કે તીહાં જઇ તમામ જાબુલ જમીન ખરાબ કરે." જેવાર પાદશાહાની દરઘાહામાં નામદાર ફરામરજે મેહેરવંદ હલકારાની જોબાનથી એવો વાત શાંભલી તેથી ઘણો ગમગીન થઇ પોતાના હોટ દાંતમાં પકડીયા. ને સેતાબ પોતાની જગોથી ઊઠી પાદસાહને દોઆ કરી કહીઉં કે, "અય રોસન બખતના પાદશાહા, મને રજા આપ કે એ જગોથી હું જાબુલના મોલકની તરફ જાઉં. સબબ કે હવે મારૂ દેલ નાશબર થયુંછે, કારણ કે નાપાક સમોલાશ જાબુલની તરફ ગયો છે, ને તે મુલકમાં મારી બેહેનો, માએ, તથા મારી બપાઇ નેક બખત રેદાબે વ.ને મારી ઓરત વગેરે તમામ અમારાં સાંમે સવારનાં ખાનદાંનની

ઓરતો છે. ને હમારો તમામ કબીલો તે જગોછે, ને હવડાં તે જગો કોઇ પેહેલવાન હાજેર નથી, તેથી મને અનદેશો પેદા થયોછે, કે નાપાક સમીલાશ તે જગો જઇ હમારા કબીલામાંથી એક ઓરતને પકડશે તો તેથી હમારા ખાનદાનને ઘણી નામોશી લાગશે, ને હમો ઊપર દુશમન લોકો બે એખતીઆર હસશે, ને તાંના મારશે જેથી હમારૂ નામ સરમમાં પડશે. તે કરતાં હમારો બુઢો બાપ સરફરાજ જાલેજર સમીલાશના હાથમાં કેદ પકડાયો છે, તેના દરદથી મારૂ દેલ ઘણું તપેછે. કે મબાદા એ શમીલાશ પોતાના બાપ એક દસતના કીનામાં જાલનું સર તનથી કાપી નાંખશે તો હમારા નામને ઘણી હેનત લાગશે. ને રૂસતમની જેહાન પેહેલવાની ઉપર નાપાક અદેખા લોકો મશ્ખરી કરશે. વાસતે તું નેક બખત પાદશાહે મને રજા આપવી જોઇએ, કે હું સેતાબ સમોલાશની પછવાડે જઇ પોંહોંચું. એ જગો તારો ખેદમતમાં પેહેલવાન બરજો હાજેર છે."

એ રવેશ નામદાર ફરામરજે પાદશાહાને કહીઊં, ને પોતાની આંખમાંથી આંસું વરશાવીઆં. જેવાર પાદશાહે તે નામદારના ચેહેરા ઉપર આંજુના કતરા દીઠા, તેથી તે નામવર પાદશાહાભી દેલગીર થયો. ને ફરામરજને કહીઊં કે, "અય મારા નામદાર હોશમંદ પેહેલવાન, તું એવું શાવાસતે બોલેછે, તુને એવું નહી બોલવું જોઇએ. તું એ કામથી દીલગીર માં થા, કે તારી બાનું ગોશસપ લડાઇને વખત નરેશેરની મીસાલની છે, તે નામદાર બાનું જેવાર પોતાના હાથમાં તલવાર પકડે છે તે વાર તમારીમીશાલ જેહાન પેહેલવાનીનાં કામ કરેછે. ને તેની લડાંઇમાં તુરાની તથામાજંદરાંની લોકો કશા હેશાબમાં નથી."



## હેકાયત લખી છે કે, ગયો પેહેલવાન ફરામરજ સમીલાશ માજંદરાનીની પછવાડે તેથી પાદશાહ અફરાશી-આબે ગરંગાસ નામના આદીને તે નામદારની પછવાડે મોકલીયો.



એવા સખુન પાદશાહા કેખોસરોની જોબાંનથી શાંભલીને ફરામરજે તેને કહીઉં કે "અય નામદાર પાદશાહા, અગર જોર તથા હોનરમાં બાનું ગોશસપ પોતે આજર ગોશસપની મીસાલની છે, પણ તેને તો ખુશી તથા મજલેસમાંજ બેશવું જેબદીએ, ને તેને એવા નાપાક માજંદરાંની સાથે લડવું શજાવાર નથી. સબબ એ દેવ જાદો સમીલાશ લડાઈને વખત ગોયા હેરેમનની મીસાલનો છે, વાસતે તે નાપાકની લડાઈમાં એ બાનું પાએદારી લાવી શકશે નહીં. તેથી એ નાપાક જાદા દેવની પછવાડે મને જવું જોઈએ, કે હું તીહાં જતાંવાર તે નાપાકના ભારી તનને ખાકમાં નાખું." એવી વાત સાંભલીને પાદશાહે ફરામરજની દાંનાઈ ઉપર આફરીન કીધી ને કહીઉં કે, "અય સાંમે સવારના ખાનદાનની રેશન ચેરાગ, તું હમેશે નુર ભરેલો રેહેજે. તું જે કેહે છે તે દરૂસત છે, વાસતે તુને તે નાપાકજાદાની પછવાડે સેતાબ તેજવાની મીશાલ જવું જોઇએ. મહને એવું માલમ થાએ છે, કે તે નાપાક સમીલાશ જાબુલની તરફ દર મંજેલ ચાલીઓ જશે, ને એક દન રાહામાં આરામ કરશે નહીં, ને તે જગો જઇ તુનદીથી પોતાના દેલની મોરાદ મોઆફેક કામ કરશે. વાસતે તું તેની પછવાડે જઈ પોંહોંચે તો બેહેતર છે. પણ એવું નહી થાએ કે તે નાપાક દરમંજેલ ચાલીયો જાએ, ને તું રાહામાં શેકાર કરવાને વાસતે મકાન કરે તેહેવું મા કરતો, અને હવેથી તારો મદદગાર પાક યજદાનહોજો."

જેવાર ફરામરજે પાકજાદ પાદશાંહા કેખોસરોની રજા લીધી, તેજ વખત પાદશાહાની દરધાહામાંથી પોતાના દેહેરામાં આવીયો, ને લડાઈનું નગારૂં કરી હોકમ કીધો કે, "જાબુલી લશકરમાંથી દશ હજાર સવાર કમર બાંધે." તે હોકમ શાંભલતાંવાર ફરામરજના લશકરમાંથી દશ હજાર સવાર જીન બાંધી તઇઆર થયા, તે તલવારના મારનાર

લશકર સાથે ફ્રામરજ સેતાબ જાબુલની તરફ રવાને થયો. એમ કરતાં જેવાર આશમાન ઊપર આફ્તાબ માંથે આવેયો, તેવાર તુરાનના પાદશાહાને ખબર થઈ કે, "જેહાન પેહેલવાન રૂસતમનો બેટો હીન-દોસતાનનો સરદાર ફ્રામરજ દશ હજાર સવાર સાથે જાબુલસતાનની તરફ ગયો છે, કે એક દસતના બેટા જંગી સમીલાસ ઊપર કીનો લે." એ ખબર શાંભલીયાથી તે બદ બખ્ત પાદશાહા અફ્રાસીઆબ પોતાના તન સાથે લરજીયો, તેથી તેના મોહોડાનો રંગ જરદ થઈ ગયો. તેજ વખ્ત પીરાન વજીરને બોલાવીને કહીઊં કે, "અય દાનાઈ ભરેલા વજીર, હવડાં આપણાં લશકરના હલકારા લોકો ખબર લેઇ આવીયા છે કે, જાબુલી રૂસતમનો બેટો નામનો ઉઠાવનાર ફ્રામરોજ દશ હ-જાર સવાર સાથે લઇને નામદાર સમીલાસની પછવાડે ગયો છે, કે પો-તાની જવા મરદીએ કરી સમીલાસને ખાકમાં નાખે, ને તે નામદારના હાથમાંથી શીશતાનના સરદાર દાસતાંનને છોડવે. તે નામદાર જાબુલી આજ બામદાદને વખ્ત પોતાના ઘોડા ઊપર સવાર થઇને ખુનખાર વરૂની મીસાલ સમીલાસના કીનામાં દોડીયો છે. તેથી હું ડરૂં છું કે એ નામદાર ફ્રામરજ જેવાર કીનાથી ગોશામાં આવે છે, તેવાર જમા-નોભી તેની નજદીક આજેજી કરે છે. વાસતે એ દેલેરના હાથથી સમી લાસના જાન ઉપર કેશી નોકશાન પોંહોચશે. એ એક દસતના બેટા શ-મીલાશે એ નામદાર જાબુલી પેહેલવાન સાથે ઘણી મરતબે લડાઈ કી-ધી છે, ને એનાં હાથથી શેકસત ખાધેલી છે, તેથી શમીલાશની હીમત એ જાબુલી ફ્રામરજની લડાઈમાં રેહેશે નહી. અય દાનાઈ ભરેલા વજીર તું જાણે છે કે ફ્રામરજને શેકારનો ઘણો શોક છે, તેથી એ ના-મદાર રૂસતમનો બેટો એક દનભી રાહામાં મકાન કરશે, તેવામાં તે કીના ભરેલા પેહેલવાનના સર ઊપર આપણાં લશકરનો કોઇ જબરદશત પેહેલવાન ભારી લશકર સાથે જઇ પડીને, તેના લશકરનો એકાએક ધુલ કાડી નાખે, ને તે ફ્રામરજને ખોવાબમાં સુતેલો મારે! ને તેના માહો લશકરને બરહમ મારે, ને જાબુલી રૂસતમનું ખાનું ખરાબ કરે તો બેહેતર છે. એવા અનદેશાથી હું કોઇ દેલાવરને તે જાબુલી ફ્રામ-રોજની પછવાડે મોકલવા ચાહું છું; કે તેની પછવાડે જઈ તે ઊપર

એકાએક સખુન મારે, ને તેના લશકરના લોહીએ કરી તમામ આલમ લાલાના ચમનની મીસાલની કરે."

એ રવેશ પાદશાહા અફરાશીઆબ પીરાનને કહી, પછે એક આદ શેહેરનો રેહેનારો પેહેલવાન દેવની મીસાલનો ઘણો લડાએક ને શોર ભરેલો હતો, ને આદીની મીસાલનો બીજો કોઈ પેહેલવાન હતોજ નહી, તે નાપાક જોરમાં મગરમછ કરતાંબી જીઆદે હતો, ને આદમીઓને નોકશાન પોહોંચાડવામા હેરેમનની મીશાલનો જીઆંગાર હતો, ને તે નાપાક આદી અબરે બલાના કાકાનો છોકરો હતો. તેના એક હાથના જોર સાથે શો પેહેલવાનોનો જોર બરાબર નહી આવે! તે નાપાક કદમાં નેવુંવામ ઊંચો હતો, અને ચોડાઈમાં ચાલીશ વાંમ પોહોલો હતો. તેની લડાઈથી હેરેમનબી આજેજ આવતો. એ બદઅનદેશાનો આદી બદસુરત અને બદ કેરદાર હતો. તેનું નામ ગરંગાશ આદી કરી કેહેતા, તે નાપાક આદીએ પાદશાહા અફરાશીઆબ ઊપર દોઆ કરી કહોઊં કે, "અય પાદશાહા જમાંનાની બદી તુંથી દુર હોજો, ને તમામ જેહાન તારા તાબામાં હોજો. અગરજો તારો હોકમ હોએ તો હું રૂસતમના બેટા ફરામરજની પછવાડે શેરની મીશાલ દોડું, ને તેનું સર કાપીને તારી નજદીક હાજેર કરૂં! ને રાત દન કુંચ દર કુંચ ચાલી તેની પછવાડે જઈ પોંહોંચુ, ને તેના તનને શીહા ખાકમાં ઊંચું નાખું અને તેના. લશકરની એકદમ ગરદ કાહાડી નાખું. હુ જેહાનના દરમેઆનમાં નર અજદાહાની મીશાલનો છું, તેથી એ જાબુલીઓની લડાઇથી ડરતોજ નથી. વાસતે એ ફરામરજના શરને ખાકમાં નાખી જાબુલનો મોલક વેરાન કરી નાખું! કે એ ફરામરજના મુઆથી રૂસતમ તથા જાલ જારી કરે, ને પાદશાહા કેખોસરો તેની માતમમાં બેશે. જેવાર એ લશકરમાંથી ફરામરજ ગુમ થઇ જાએ, તેવાર એમ કરી જાણવું કે આપણા હાથમાં ઇરાન જમીનની પાદશાહી આવી."

એવા દેલાશાના સખુન તે આદીની ઓલાદના ગરંગાસની જોબાંથી સાભલીને અફરાશીઆબ ખુશીમાં આવેયો, ને તે બદ કેરદારા આદી ઊપર આફરીન કીધી ને કહોઊં કે, "અય નામદાર દેલાવર

આદી એવાં ભારી કામ ઉપર તું જેવો દેલાવર પેહેલવાન કમર નહી બાંધે તો બીજો કોણ બાંધે? એ કામમાં તારા ગયા વગર આપણો મોરાદ બાર આવે નહી. વાસતે અય નામદાર આદી, તું સેતાબ રાહા માપતો જા, અને તારૂ ધારેલું કામ ફતેહમંદી સાથે પાર ઉતાર." એવો હોકમ પાદશાહા અફરાસીઆબની જુબાનથી સાંભલી આદીએ સેતાબ પોતાનાં તનમાં બસો મણનુ બખતર પેહેરીયુ, ને પોતાના લશકરમાંથી વીશ હજાર સવાર તલવારના મારનાર દેવની મીસાલના જબર દસત પોતાનો સાથે લીધા, ને મહસત હાથી ઉપર સવાર થઇ નામદાર ફરામરજની પછવાડે સેતાબ દોડીઓ ગયો.

---

## હેકાયત લખી છે કે, મોકલીઓ પાદશાહ કેઓસરોએ નાપાક ગરંગાસ આદીની પછવાડે જંગી ફેરશાસપ શાનીને જાબુલસતાનની તરફ.

---

જેવારે નાપાક ગરંગાશ આદી હાથી ઉપર સવાર થઇને વીશ હજાર સવાર સાથે ફરામરજની પછવાડે સીસતાંનની તરફ રવાને થયો, તે વખતે બાદપા હલકારો તુરાની લશકરમાં હતો. તે બાદપા હલકારાએ સેતાબ દોડતા આવીને પાદશાહા કેઓસરોને ખબર કીધી કે, "અય નામદાર પાદશાહા, આજ રાતને વખત બદ બુનીઆદનો ગરંગાશ આદી વીસ હજાર સવાર સાથે નામદાર પેહેલવાન ફરામરજની પછવાડે ઝેરી સાપનો મીસાલ ગોસાથી દોડીયો ગયો છે, કે રાહાના દરમેઆનમાં નામદાર ફરામરજને મારીને જાબુલનો મોલક પાએમાલ કરી નાખે." એ ખબર સાંભલીયાથી પાક મહજબના પાદશાહા કેઓસરોનો ચેહેરો જરદ થઇ ગયો, ને તે પાદશાહાના તનમાં તાપ ચહડી આવી. પછે કેટલેકવારે તે નેકબખત પાદશાહા કેહેવા લાગો કે, "એ નાપાક ગરંગાશ આદી તો શેદાદ આદીની મીસાલનો છે, તેથી હું ડરૂં છું, કે એ બુરા ખાનદાનના આદીથી આપણાં ઉપર કાંઇ બદી આવો પોંહોંચશે. પેહેલવાન ફરામરજને તો બીલકુલ ખબર નથી કે એવો બુરો દેવ મારી પછવાડે કમીગાહ કરતો આવેછે, વાસતે તે નામદાર ગફલતમાં

રેહેશે, તો તે બુરા આદીના હાથ ઉપર ખતા ખાશે. વાસતે એ બદ ગોહર આદીનો ચારો હું શું કરૂં?" એવા અંદેશાથી પાકજાદ પાદશાહા કેખોસરો પોતાના તન ઉપર લરજવા લાગો. એવામાં શેરની વજનનો પેહેલવાન બરજો શેતાબ ઉઠીયો, ને પાદશાહાને કેહેવા લાગો કે, "અય તખત તાજને જેબના દેનાર પાદશાહા, અગર તારો હોકમ હોય તો એ કામ ઉપર હું કમર બાંધું, ને કીનાથી ગરંગાશની પછવાડે દોડીયો જાઊં, ને તે નાપાકના તનથી સર કાપીને નેજાના નોક ઊપર ચહડાવી લાઊં."

જેવાર પાદશાહા કેખોસરોએ નામવર બરજોની જુબાનથી એવા સખુન સાંભલીયા, તેવાર તે નામદારને કહીઊ કે, "અય શેર નર પેહેલવાન, હવડાં તુંથી એ લશકરમાંથી બાહાર નીકલાય નહીં, વાસતે તું તો એ રેએના મેદાનમાં રહીને મારાં લશકરની નેગેહબાની કર, ને પોતાના નેઆગાન કાકાની જગો ઊપર રહીને લશકરને સંભાલ. તું જો કે જેહાન પેહેલવાન રૂસતમ ઇરાન જમીનનું લશકર ફ્રામરજને સોંપીને પોતે મગરેબની તરફ જરૂરીઆતને વાસતે ગયો છે, ને હવડાં નામદાર ફ્રામરજ તો એ જગોથી જાબુલ જમીનની તરફ દોડીયો ગયો છે. હવે જેવાર તુંભી એ જગોથી જાય તેવાર ઇરાની લશકરમાં સપેહેસાલાર કોણ? અને આ જગો મારા લશકરનો પોસતપનાહ કોણ?"

જેવાર શેરાબના બેટા બરજોએ પોતાના પાદશાહાની જુબાનથી એવા સખુન સાંભલીયા તેવારે ખામોશ રહી પાછો પોતાની જગો ઉપર બેઠો. તે શેરમરદ બરજોનું કુરશી ઉપર બેસવું, કે મસત હાથીની મીસાલનો કેરશાસપશાની પોતાની જગોથી ઉઠીયો, ને પાદશાહાના તખતનાં પાઊને બોસા દેઇ હાથબકશ કરી માગી લીધું કે, "અય જેહાનના પાદશાહા, અગરજો તું મેહેરબાન થઇને સીશતાનની તરફ જવાની રજા મને આપે તો હું એક તારો કમીનો બંદો એ કામ ઊપર કમર બાંધું, ને તું રોશન બખત પાદશાહાના એક બાલથી આદીની ઓલાદના ગરંગાશની પછવાડે શેરની મીસાલ જઇ પોંહોંચી તે બુરા જીવના આદી ઊપર સેકશત નાખું. અને તેના લોહીએ કરી સીશતાનના સગની પી-

આરશ ભાંજું, ઈઆને તેનું લોહી કુતરાંને પાઊં. અને એક ગોરજે તે નાપાકના તનને તેની સવારીના હાથી સાથે ખાકમાં બરાબર કરી નાખ્યું." તેવાર પાદશાહા કેખોસરોએ તે ઊપર દોઆ કીધી ને કહીઊં કે, "અય જાબુલી જાલના ખાનદાનના નોજવાન શેર, એ કામ ઉપર તું કમર બાંધ અને પોતાના તનને લડાઇના બખ્તમાં ગરક કર. ભારી ગોરજ ઊઠાવી જેમ કે સામેસવારનો નેઆગાન જેહાન પેહેલવાન કેરસાશપ જરેહપાશ દેવની લડાઈમાં ગયો હતો, તે મીસાલ એ નાપાક આદીની પછવાડે જઇ એ બદગુમાન આદીનો રેસન રોજ સીહા કર. પછે તે જગોથી તારા લશકર સાથે આગલ જઇ ચોર બચા સમોલાશ ઊપર જેહાન તંગ કરી તે બદ બુનીઆદનાની ચુંગાલમાંથી બુજોરગો ભરેલા બુઢા જાલને છોડવ, ને તે સમીલાશના સરને ખાકમાં નાખ, કે તેથી તુરાની લશકરનો દાહાડો બરગશતે થાય. શા વાસતે કે એ નાપાકજાદો એકદસતનો બેટો કીના ભરેલા અજદાહાની મોસાલનો છે, પણ તારી લડાઇમા તે નાપાક પાએદારી લાવો શકશે નહી. અય નોજવાન પેહેલવાન, તે નાપાકજાદો સમીલાશ મકર ઘણો રાખે છે, તેથી તું હોશીઆર રેહેજે કે તે બદ બુનીઆદનો લડાઇને વખત દગો ઘણો કરે છે, તેથી તારી સાથે હરેક વાતથી હીલો કરવા માગશે. વાસતે એવુ નહી થાય કે એ બદ બુનીઆદનો સમીલાશ સીશતાનમાં જઇ જેહાન પેહેલવાનના એવાન ઉપર બેઅદબીથી પોતાની નીશાન ચહડાવે એવું થવા દેતો માં. અય નામદાર, તું જાણતો નથી પણ એ નાપાક ઘણો સેતાન છે, તેની ખાસીઅત ઘણી બુરી છે, તેથી એ નાપાક પેહેલે ઓરત લોકોને પકડી પોતાની પાસે કેદ કરીને પછે બીજાં કામ ઊપર દોડશે વાસતે તું એ કામ ઊપર હોશીઆર રેહેજે. પણ હવડાં તો જેવાર રાતનો વખત થાય તેવાર તું લશકર સાથે આગલ રાહા માપજે." જેવાર નામદાર કેરશાસપશાનીએ પોતાના પાદશાહાથી એવા સખુન સાંભલીયા તેવાર કેરશાસપશાનીએ કહીઊં કે, "અય બુજોરગી ભરેલા પાદશાહા, હું તારા સખુનથી હરગેજ સર ફેરવું નહીં. તે પાક દાદારની મદદથી સમીલાશની લડાઇમાં જઇ તે બદ ગોહર માજંદરાનીનું સર રાહામાંથી કાપી લાઊં." જેવારે પાકજાદ પાદશાહા કેખોસરોએ પેહેલ-

વાન કેરસાશપશાનીથી એવા હીમત ભરેલા સખુન સાંભલીયા, તેથી ખુશી થઇ તે નેકબખત પાદશાહે હોકમ કરી ગમનો દફે કરનાર શરાબ મંગાવીયો, જેથી શાકી લોકોએ મજલેસમાં શરાબના દોર ફેરવવા માંડીયો, ને પરીને ચેહેરેની શમશગરોએ ખુશ હલકે સરોદ ગાવા માંડયો. તે મજલેસમાં પાદશાહ કેખોસરોએ અવલ જામ ફરામરોજની ઇઆદમાં પીધી, ને તેવાર પછે કેરસાસપશાનીની સલામતીમાં જામ નોશ કીધી.

એમ કરતાં જેવાર રાતનો વખત થયો, તેવાર કેરશાસપશાની શેતાબ જગોથી ઊઠીયો, ને પાદશાહ કેખોસરોની નજદીક હાથ બકશ કરી ઉભો ને દોઆ કરી કહીઊં કે, " તું જેહાનનો પાદશાહા હમેશે ખુસીથી શરાબની જામ નોશ કરતો રેહેજે, જો તું પાદશાહા મને રજા આપે તો હું સેતાબ દુશમનની પછવાડે જાઊં. " તેવાર પાદશાહે તેને કહીઊં કે, " અય મારા નામદાર પેહેલવાન, એ કામમાં તારો ઇઆર પાક યજદા હોજો. " જેવાર જેહાનના પાદશાહાનો હોકમ થયો તેવાર નામનો ઊઠાવનાર કેરશાસપશાની સેતાબ પોતાના દેહેરામાં આવેયો, ને લડાઇનું બખતર પેહેરીઊં, ને લશકરમાંથી બાર હજાર સવારને કમર બંધાવી, તેથી સેતાબ લશકર તઇઆર થઇ તે નામદારની દરધાહાના દરવાજા ઊપર આવી હાજેર થયું. જેવાર કેરશાસપે તે લશકરને તઇઆર થઇ આવેલું દોઠું, તેવારે પોતાના પાહાડની મીસાલના ઘોડા ઊપર સવાર થઇ પોતાનો શેર પેકર જુનડો બાહેર કહડાવીયો, ને પેલા બાર હજાર સવાર સાથે બાહેર નીકલીયો. ને બાકીની પોતાની ફોજને તેજ જગો પાદશાહા કેખોસરોની ખેદમતમાં રાખી. અને પોતે ગરંગાશ આદીની પછવાડે સેતાબ નીકલો ચાલીયો. તે નામદારની સાથે પાદશાહા કેખોસરો એક કોશ લગી માનને વાસતે પોતાનાં લશકર સાથે ગયો. તે નેકબખત પાદશાહે રાહામાં જતાં બુઢા જાલને છોડવીયાની ઘણી તાકીદ કેરશાસપશાનીને કીધી હતી. પછે તે જગોએથી જેહાનનો પાદશાહા પાછો ફરીયો, અને કેરશાસપ તેજ વાની મીસાલે પોતાનાં લશકર સાથે આજલ નીકલી ચાલીયો.

હવે એનો શાએર એમ કરી કેહે છે કે, એ ચારો લશકરને તું જાબુલની રાહામા પડતાં મેલ ને જો કે એ ચારો પેહેલવાન એક એક સાથે શી રવેશ લડાઇ લડે છે. પણ હવડાં તો તું અફરાશીઆબ તથા કેખોસરો એ બેઉ પાદશાહોની લડાઈની વાત બેઆન કર, ઇઆને વાત કેહે. એ દાસતાનનો કેહેનાર શાએર આગલા બુજોરગોની તવારીખના કેહેનારા દાના મોબેદોથી વાકેફ થઇને એમ કરી કહે છે કે, "જેવાર કેરશાસપસાની રાતને વખત કમર બાંધી, જાબુલની તરફ રવાંને થયો. તેવાર પછે તરીજે દાહાડે પાદશાહા અફરાસીઆબને ખબર થઈ કે કેખોસરોના હોકમથી કેરશાસપશાનો બાર હજાર સવાર સાથે ગરંગાશ આદીની પછવાડે શીસતાનની તરફ ગયો છે. એ ખબર સાંભલીને અફરાસીઆબનાં દીદાં પાણી ભરેલાં થયાં, ને જેમ કે નેતનું ઝાડ ધુજે તે મોશાલ લરજવા લાગો. તેવાર નાપાક તોખમનો અબરેબલા જે પાદશાહા અફરાસીઆબની મજલેસમાં ખુશીથી બેઠો હતો તેણે કહીઊં કે, "અય પાદશાહા તું કાંઇ અંદેશો માં કર, જંગી સમીલાશ જાબુલના તમાન લોકોને પકડશે. શા વાસતે કે એ નામદાર સમીલાશ જોરમાં હાથી કરતાંભી બરતર છે, ને બારી પેહેલવાનો તેના કશા હેશાબમાં છેજ નહીં. વાસતે મારી ખાતિર નીશાન છે કે તે સમીલાશ પોતાના ભારી ગોરજે કરી જાબુલી ફરામરજનું દમાર કાહાડી નાખશે. અને એ કેરશાસપથી તો મને એક જવ બરાબર ધાસતી નથી, કે તેના માથાનો ભાગનારો તો આદીનો ગરંગાશ નરે શેરની મીસાલનો છે. અગર તેની નજદીક કેરશાસપશાની જેવા શો પેહેલવાન આવે તોબી તેઓનો જાન લાધા બગેર મેલે નહી. અગર જો એ લડાઇમાં જેહાન પેહેલવાન રૂસતમ પોતે આવશે, તો તેની આંખમા પણ આપણાં પેહેલવાનો જીહાન સીહા કરી નાખશે. માટે એ વાતનો તો તું કશો ગમ મા રાખ. પણ હવડાં એ જગો ઈરાની લશકરમાં તરણ પેહેલવાન તારા દુશમન છે, તે તારી નજદીક છે. તેમાં એક તો નામદાર બરજો, બીજો ખંજરનો મારનાર જેહાનસોજ, તરીજો નામદાર તમુર. એ તરણ દેલાવરો ઘણા જોરેમંદ પેહેલવાનો છે. અગર જો એ વખતમાં એ

તરણેનાં સર તનથી દુર કરીએ તો હવડાં એ ઇરાની લશકરમાં બીજો પેહેલવાન એવો નથી જે આપણી સામે લડાઇ કરવા આવે. વાસતે હવડાં ફરસુદનો વખત છે, તેથી તું હોકમ કર કે લડાઈનું નગારૂં કરે, કે કાલ રોજે આપણે એ જગોએ કેખોસરો સાથે લડાઈ કરીને મેદાન ની ખાક ફરતા આસમાન સાથે પોંહોંચાડોયે. તું જો કે મારો ખોદા જે પુતલી છે, તેની મદદથી એક લડાઇ એવી તો કરૂં કે મારૂં નામ જેહાનના દરમેઆનમાં મશાહુર થાય, ને મારાં નામની ઇઆદગારી સામે નરીમાનની મીસાલ દુનીઆમાં રેહે. એવી તો તલવારબાજી કરૂં કે બુઢો ગોદરેજ, તુસ, ગેવ, બીજન, ફરેબરોજ તથા પાદશાહા કેખોસરો વગેરે કોઇ પેહેલવાનને જીવતો રેહેવા દઊં નહીં. અને પાદશાહા કેખોસરોને જીવતો પકડીને તંગ પાંજરામાં બંધ કરૂં. તેનો સાથે બરજોનેભી બેશાડું. તથા જેહાનશોજને શુલી ઉપર ચહડાવીને તે ઊપર મારાં લશકર પાસે શંગશાદી કરાઊં. અને એ તમામ ઇરાની, અને જાબુલીઓની આંખમાં જેહાન સીહા કરી નાંખું. જંગી તમુરને મારા તેજ સાતુરે કરી બેજાન કરી નાખું. તેવાર પછે બીજા જે કોઈ પેહેલવાનો હશે તેઓની બાજુ સખત પથરની મીસાલ બાંધીને તારો દરઘાહમાં બંદીવાનની મીસાલ ખેંચતો લાઊં. કે તેની ખુશીથી તારી કોલાહના ગોશા આશમાન સાથે લાગે.

હેવી લાફ અબરેબલાની જોબાનથી સાંભલીને પાદશાહા અફરાસીઆબ ખુશી થયો, ને તેની વાત શાંભલાને તે પશંગના બેટાનું દેલભી લડાઇનો સેતાબીમાં આવીઊં. એવામાં પેલી તરફથી પાદશાહા કેખોસરોના ઇરાની લશકરમાંથી લડાઇના નગારાંનો આવાજ ઊઠીયો. ને હર તરફથી કરનાએના આવાજ જારી થયા. પાદશાહા કેખોસરોએ પોતાના પેહેલવાનોને એમ કરી કહીઊં કે, “ અય મારા નામદારો તમો લડાઇમાં હોશીઆર રેહેજો, કારણ કે પેલી તરફ બદઅંદેશાનો અફરાસીઆબ લડાઇની તઇઆરીમાં છે. શા વાસતે કે જેહાન પેહેલવાન રૂશતમ ઇરાની લશકરમાં હાજર નથી, તે સબબથી તે નાપાકો ખુશીમાં છે. પણ હું નથી જાણતો કે નામદાર જેહાન પેહેલવાન ઉપર શું આફત આવી પડીઊં હશે ? કે તે દબદબા ભરેલો પેહે

લવાન મગરેબ જમીનથી હજુ આવી પોંહોંચીયો નહી. તેથી અફરાસીઆબ હર રોજ એમ કરી કહે છે કે જાલનો રૂસતમ મગરેબ જમીન ગયો છે, તેટલામાં હું ઈરાની લશકરની ગરદ કાહાડી નાંખું. ને કેખોસરોને પકડી તેના બાપ સીઆવખસની મીસાલ જબે કરૂં. એવો અંદેશો કરી તે ઊંધા બખતનો અફરાશીઆબ આપણ ઊપર કામ કરવા ચાહે છે. તે કરતાં હાલ આપણાં લશકરમાં નામદાર ફરામરજભી હાજેર નથી. એવો ફુરસદનો વખત જોઈ એ રજાલાએ લડાઈનો એરાદો કીધો છે. પણ અય મારા નામદારી ભરેલા દેલેર પેહેલવાનો, અગર જેહાન પેહેલવાન રૂસતમ એ વખતે આપણાં લશકરમાં આપણો ઇઆર નથી, ને આપણાં લશકરમાંથી બાહાર બીજા કામ ઊપર ગયો છે. તો હવડાં આપણો ઇઆર દાદગર યજદા છે. તેજ સાહેબ આ વખત આપણાં લશકરની પોસતપનાહાનો કરનાર છે. જેહાન પેહેલવાન રૂસતમભી તેજ સાહેબ પાસેથી પોતાને પોસતપહના અને ઇઆરી માંગે છે. જેહાન પેહેલવાન મગરેબની તરફ ગયો છે, તો તેની જગો ઊપર સરફરાજ શોરાબનો બેટો બરજો હાજેર છે. અને નામદાર ફરામરજ સીસતાનની તરફ લડાઇમાં ગયો છે, તો તેની જગો તલવારનો મારનાર જંગી તમુર દુશમનનાં સરનો ભાંજનારો તઇઆર છે. અને લડાઇનો શેર જેહાનસોજ એવો રોશન એક બાલનો પેહેલવાન છે, કે એની લડાઇથી નરેશેરભી નાહશે છે. અગર એ અફરાસીઆબનાં લશકરમાં નાપાકજાદો હોજબર અફકન ઘણો જબરદસત પેહેલવાન છે, તો આપણાં લશકરનો દેલાવર બરજો તેની સાથે લડીને તે નાપાકના બુરા જીવથી શોહોર ઊઠાવી ખાકમાં નાખશે. અને જાદુઇ ભરેલા જાદસુમને લડાઇનાં મેદાનમાં લડાએક જેહાનશોજ પોતાની તેજ તલવારે કરી તેનાં સુમ તનને બે તુકડા કરી નાખશે. તથા લડાઇનો કરનાર જંગી તમુર નરેશેરની મીશાલ લડાઇગાહામાં જશે, તો નાપાક અબરેબલાના રીમન તનમાંથી પલીદ જીવ કાહાડી નાખશે."

એ રવેશ પાદશાહા કેખોસરોએ પોતાનાં લશકરનાં પેહેલવાનોને કહીઊં. જેવાર ઈરાની નામદારોએ પોતાના પાદશાહાની જુબાનથી

એવા સખુન શાંભલીયા, તેવાર બુઢા કારને પાદશાહા કેખોસરોને એમ કરી કહીઉં કે, "અય ઇરાન જમીનનાં તખતને જેબના દેનાર ખુબ સુરત પાદશાહા, જેવાર કાલરોજે આફતાબ પાહાડમાંથી સર ઊઠાવશે, તેવાર મારા જોવામાં એવું આવે છે કે એક લડાઈ ઘણી સખત થશે. હું નથી જાણતો કે એ લડાઇમાં આસમાન આપણાં ઉપર શી રવેશ ચાલશે? શા વાસતે કે હાલમાં આપણી પાશે સો સવાર હશે, તો અફરાસીઆબ તુરકી પાસે એક હજાર પેહેલવાન હશે. અગર જો તું આપણા તથા દુશમનના લશકરનો સુમાર લેવા માગે તો એ રવેશ આવશે." એવા સખુન બુઢા કારનની જુબાનથી સાંભલીને દાનાઇ ભરેલા પાદશાહે કારનને જવાબ દીધો કે, "અય સરફરાજી ભરેલા નામદાર કારન, તું કેહે છે તે દરોસત છે. પણ જો આએ વખત આપણું બખત રોસન હશે તો એક સવાર હજાર સવારનું કામ કરશે." એ રવેશ કહીને હોકમ કીધો તેથી નગારાંના આવાજ નીકલીયા. એમ કરતાં આફતાબે પોતાનું સર આસમાન ઊપર ઉઠાવીયું ને સીહા રાતને શેકશત દીધી, તેથી આસમાને પોતાના તન ઊપરથી સીહા જામો ઉતારીને જરી લેબાશ પેહેરીયો ઇઆને બામદાદનો વખત થયો, ને આફતાબ પોતાનાં પુર દબદબા સાથે બાહેર નીકલીયો.

---

## હેકાયત લખી છે કે, આવીઓ પીરાન વેશેનો બેટો રોઇન. લડાઇના મેદાનમાં ને તમામ લશકરની હજુર ઇરાનીઓ સાથે લડાઈ કીધી.

---

જેવાર આફતાબ રોશન થયો, તેવાર પીલતની કરનાએના આવાજ નીકલીયા, ને બેહુ તરફના લશકરના સવારોએ ઘોડાઓના તંગ ખેંચયા, ને લોહાનાં બખતરો પેહેરી સવાર થયા. ને સરવ કોઇએ મેદાનની તરફ મોહો ધરીઆં, તેથી ઘોડાઓની નાલે કરી જમીન જોશમાં આવી, ને નગારાંના આવાજે કરીને જમાનો ધાભરો પડી ગયો. તેવાર નેકબખત પાદશાસ કેખોસરોભી સુફેદ હાથીની પીઠ ઊપર પીરોજાનું તખત બંધા-

વીને તે ઉપર રોશન આફતાબની મીસાલ પોતે સવાર થયો. તે નેક બખ્ત પાદશાહાની આસપાસ તમામ પેહેલવાનો હાથમાં નેજા પકડીને હોશીઆરીથી ઊભા. તેમાં નોજરશાહનો તુશ, બુઢો ગોદરેજ, દેલાવર ગેવ, નામદાર બીજન, શેરમરદ શાપુર, દાનાઇ ભરેલો ગુરગીન, ગહસતેહેમ તથા બેહેરામ એ વગરે તમામ પેહેલવાનો લડાઈની તઇઆરીમાં ઊભા હતા. પાદશાહા કેખોસરોના લશકરમાંથી નગારાં તથા કરનાએના આવાજ નીકલીઆ, ને ગોદરજીઆંનો લોકોએ લશકરની સફ સમારી. નોજરી લોકોએ જરી કપડાંનો જડાવદાર ગાવીઆની જુંડો ઊઠાવીયો, ને તુશે બીજી તરફ સફ ખેંચી. તેથી તું કેહે ગોયા તમામ જેહાન નેજા તથા ગોરજ તથા તલવારથી જોસ ભરેલી થઈ ગઇ, અને તેજ તલવારના ચલકાટે તથા તરેહેવાર રંગના જુંડાઓએ કરી તું કેહે તે મેદાનમાં ગોયા ચીનના બજારની મીસાલ નજર આવતું હતું. લશકરન લોકો માહોમાહેમાં એક બીજા સાથે વાત કરતા હતા, તેનો ગોલબાંગ આસમાંન ઊપર જઈ પોહોંચીયો હતો. શેરમરદ બરજો શેરની મીસાલના ઘોડા ઉપર સવાર થઇને ઇરાની લશકરની કલબગાહામાં પાદશાહા કેખોસરોની નજદીક આવી ઉભો, અને લડાયક જેહાનસોજ કમરબંધ તંગ બાંધીને લશકરની ડાહાભી બાજુ ઊપર શેરની મીસાલ અબરૂ ઊપર ચીન ચહડાવીને ઉભો. દેલાવર તમુર હાથમાં કીનાની શમશેર પકડીને લશકરની જમણી બાજુ ઊપર મગરમછની મીસાલ ઓસતવારીથો ઉભો. તેની પછવાડે લશકરની પનાહાને વાસતે મશત હાથીઓની સફ ખેંચી હતી. તે હાથીઓની પછવાડે લશકરની બહીબુનગાહા હતી.

એ રવેશ પાદશાહા કેખોસરોના લશકરે મેદાનમાં આવી સફ ખેંચી, ને સરવ કોઈ કીનાને વાસતે પોતપોતાની જગો ઉપર ઉભા. હવે પેલી તરફ પાદશાહા અફરાસીઆબે પોતાના લશકર સાથે મેદાનમાં આવી સફ સમારી. તે લશકરની કલબગાહમાં પસંગનો બેટો હાથીની પીઠ ઉપર હાથીદાંતનું તખત મંડાવીને તે ઉપર બેઠો. તેની નજદીક શાહાજાદો જાદસુમ નરઅજદાહાની મીસાલ ગોશા ભરેલા મોહો સાથે આવી ઊભો. તેની દેહેસતે શેરભી નાહાશતા હતા. બીજી તરફ સેરપોશ હોજબર અ-

ફકન પાહાડની મીસાલ જીન ઊપર સવાર થયો. તરીજી તરફ અબરેબલા એ સફ સમારી, તેથી તું કહે ગોયા તમામ જેહાન બલાએ ભરાઇ ગઈ હતી. પોતે અબરેબલા એક મસત પાહાડની મીસાલ વરૂ ઉપર સવાર થયલો હતો. તે નાપાકના ડરથી હેરેમનભી ધુજતો હતો, અને ડશમનું મોહોતભી તે નાપાકની દેહસત આગલ જીનહાર માગતું હતું. તેનું તમામ લશકર મહસત વરૂ તથા હાથી ઊપર સવાર હતું. તે તમામનાં હાથમાં ભારી શાતુરો પકડેલાં હતાં, અને તે તમામ લશકરના પોકારે કરી તે મેદાનની તમામ જમીન નીલનાં દરીઆવની મીસાલ લરજામાં પડી હતી. હવાએ લાજવરદી રંગ પકડીઓ હતો. તે બદસુરત લશકરનો ગરદે કરી આફતાબે સીહાઈ પકડી હતી. તે બેસુમાર લશકરે કરી જમાનો ધાભરો પડીયો હતો. નાપાકજાદો અબરેબલા પોકાર મારી દમબદમ એમ કરી કહતો હતો કે, "આજ રોજની લડાઇમાં કોઈ ઇરાની પેહેલવાન મારા હાથથી ખલાશી પામવાનો નથી. બુરજીગર બરજો કોણ છે ? ને જેહાનસોજ કોણ છે, હું મારા ભારી ગોરજે કરી તેઓને ગેરદોપેચ કરી નાખશ; તથા જંગી તમુરનેતો મારી લડાઈમાં આવવાની કશી વાતે તોબેસ નથી, તેને તો હું કશી રીતે મારી મોજુદમાં ગણતો નથી. સામેસવારના ખાનદાનનાં તમામ પેહેલવાનોનેતો હું મારી તલવારના જરબે કરી પોતાના બંદા કરી જાણુંછું. જેવાર હું કીનાની તલવાર ઉઠાઊંછું તેવાર રૂસતમ તથા ફરામરોજ કોણ છે, ને કરીમાન તથા જેહાનબખશને તો મારા શેકારગાહાના ગોરખર બરાબર હું ગણુંછું. હવે હું મારા ભારી ગોરજે કરી તમામ પેહેલવાનોનાં સર કુટી નાંખીને મારા નેજાએ કરી કેખોસરોને હાથીની પીઠ ઉપરથી ખાકમાં નાખું ને તમામ ઇરાની લશકરને ગોસપંદના ટોલાની મીશાલ પરાગંદે કરી નાંખું"

એ રવેશ તે નાપાકજાદો અબરેબલા ડમરથી કેહેતો હતો, ને પોતાની મુછ ઊપર તાવ દેતો હતો. પેલી તરફ તાજનો રાખનાર પાદશાહા કેખોસરો પોતાના દેલમાં ગમગીન થઇને પોતાના નામદારોને કેહેતો હતો કે, "આજનો દાહાડો ઘણો ડર તથા દેહેસત ભરેલો મને લાગે છે; વાસતે અકલ તથા હોશમંદીથી કામ લેશું તો બેહેતર છે.

મને ગઇ રાતે એક સેતારેશનાશ મરદે એમ કરી કહીઉં છે કે, કાલ રોજે એક લડાઇ ઘણી સખત થશે, ને તે લડાઈમાં બાપ બેટાથી સર ફેરવશે, ને બેટો લડાઇમાં પોતાનાં બાપથી સરમાશે નહી. યાને કોઇ કોઇને પીછાણશે નહીં. મારેલા આદમીઓની લોથે ચાલવાની રાહા મેદાનમાં રેહેશે નહીં, અને દરેક લશકરમાંથી બેસુમાર આદમીઓ મારેયાં જશે, જેથી મેદાનમાં લોહીની નદી જારી થશે, અને લશકરના શોર શારનો આવાજ આઠમાં આસમાંન ઉપર જશે, અને એ લડાઇની દોડ ધુપની ગરદે કરી આફતાબ તથા માહાતાબ સીહા થશે." એ રવેશ પાકજાદ પાદશાહા કેખોસરો પોતાનાં સરદારોને કેહેતો હતો. હવે પેલી તરફ પાદશાહા અફરાસીઆબે નાપાકજાદા અબરેબલાને બોલાવીયો અને ઇરાની લશકરની જુમબેશ તે બદ તોખમના અબરેબલાને દેખાડી. જેવારે તે બુરા તોખમના આદીએ ઇરાની લશકરનો એવો દબદબો દીઠો, તેવાર તેણે પોતાના હોટ દાંતમાં પકડીયા; અને તુરાનના પાદશાહાને કહીઉં કે, "અય તાજના પાદશાહા, મગરેબ તથા રૂમ તથા હીંદોસતાન તથા ચીન તથા માહાચીન તથા તુરાનતથા ઇરાન વગેરે તમામ મોલકે મોલક જે કોઇ પેહેલવાન લોકો કેહેવાય છે તે આજે એ જગા તમામ રેઓના મેદાનમાં એકઠા મલીયા છે, ને જેમ કે કેઆમતનો દાહાડો ડર તથા દેહેસત ભરેલો હોય, તે મીસાલનો આજનો દાહાડો તલવાર તથા ગોરજના મારનાર લશકરે કરી દરામણો થયો છે. વાસતે એક સવાર તારા લશકરમાનો કે જેને પેહેલવાન લોકોનીલડાઇમાં ઊભો રેહેવાની પુરી તાકત હોય, એવો સવાર કોઇ હોય તેને અવલ મેદાનમાં મોકલ, કે તે સવાર મેદાનમાં જઇ ઇરાની લશકરના પેહેલવાનો સાથે લડાઇ કરે; તેનો તમાશો અવલ હું એ જગે ઊભો રહીને જોઉં કે, ઇરાનીઓની લડાઇ શી રવેશનાં છે; તેવાર પછે હું લડાઈમાં કમર બાંધું."

જેવારે બદ તોખમના અબરેબલાની જુબાનથી એવા સખુન પાદશાહા અફરાસીઆબે સાંભલીયા, તેથી શરમે કરી તે પાદશાહાના તનમાં દરીઆવના પાણીની મીસાલ લોહી જોશમાં આવીઉં. તું કેહે ગોયા તેનાં દીદા શરમે કરી આંધલાં થઈ ગયાં હતાં, એવો સરમીંદો થઇ

ગયો, ને તેનો પાછો જવાબ દેવાયો નહીં, જે મારા લશકરમાં નાહીમત પેહેલવાનો છે, ને લડાંઇને વખત નાહીમત થઇ શોસતી કરે તેવા છે. પછે પોતાના નામની સરમને વાસતે પોતાના તુરકી લશકર ઊપર આવાજ મારીને કહીઊં કે, "આપણાં તુરાની લશકરમાંથી એક મરદ મેદાનમાં જાય, ને તમામ લશકરને હજુર પોતાના હોનર જાહેર કરી દેખાડે." પાદશાહા અફ્રાસીઆબનું એટલું કેહેવું, કે તેજ વખત પીરાન વેશેના બેટા રોહને જગોથી પોતાનો ઘોડો દપટાવીયો, ને પાદશાહા અફ્રાસીઆબને સલાંમ કરી સેતાબ મેદાનમાં આવીયો. તેના તનમાં તમામ ગોહરના જડાવનું શોનેરી બખતર હતું, ને સર ઊપર ઇઆકુત તથા મરવારીદના જડાવની કોલાહા મેલેલી હતી. એ રવેશના દબદબાથી પીરાનના બેટાએ મેદાનમાં આવી કેટલોએક વાર પોતાના ઘોડાને જોલાંન દીધું. જેવાર જોલાંનથી ફારેગ થયો, તેવાર પછે એક પોકાર શેરની મીસાલ મારીને કહીઊં કે, "દલેરીનું નામ છુપાવીઊં જોઇએ નહીં. હું તુરાન જમીનના સપેહેસાલાર સરફરાજ હોનર ભરેલા પીરાન વજીરનો બેટો છું. હવડાં હું તુરાનમાં આવી પાદ શાહા અફ્રાસીઆબની ખેદમતમાં કમર બાંધી ઊભો છું, પણ હુંભી બાપે દાદે ઇરાની દલેરોને તોખમનો છું, તેથી અગર ચાહુ તો શેતમગાર આસમાનને શોરમાં નાંખું. વાસતે પાદશાહા કેખોસરોના ઇરાની લશકરમાંથી કોઈ શખસ મારી મીસાલનો શાહાજાદો હોય તે મારા મેદાનમાં આવે, તેવા કોઈ નામવર શાહાજાદાને હું પોતાનો હમનબરદ બોલાઊં છું. તમારા લશકરમાં બાજે લોહાર લોકો જે પોતાના બાપ દાદાથી બજારમાં બેશનારા ને હથોડાના મારનાર હવડાં પેહેલવાનીમાં નામ ધરાવે છે, તે મારા મેદાનમાં હરગેજ આવે નહીં. જેવો હું બુજોરગ ખાનદાનનો શાહાજાદો છું, તેવોજ શાહાજાદો હોય તે મારી મોકાબેલ મારા મેદાનમાં આવે. કારણ કે શીમોરગનાં બચાંને કાગડાનાં બચાં સાથે બાજી હોય નહીં." એ રવેશ બાંગેબુલંદ પીરાનના બેટાએ કેશવાદના ગોદરેજ ઊપર તાનાના સખુન કહીઆ. એટલા વાસતે કે ગોદરજીઆની પેહેલવાનો ગાવેઆહનગરની બુનીઆદના કેહેવાતા હતા. તેથી તે ઉપર તાંનાજની કીધી, કે 'તે લોહાર લોકો મારી

સાંમે આવે નહીં. ઇઆ અગર તે લોકોમાંથી કોઇ શખ્સ મારા મેદાનમાં આવશે તો તેજ વખત તેનું સર ખાકમાં નાંખશ.' હેવા તાંનાજનીના સખુન કેહયા, તેથી નોજરશાહાનો તુરા પોતાંના દેલમાં ઘણો ખુશી થવા લાગો, પણ ગોદરેજને ઘણી સરમીંદગી હાંસેલ થઇ.

એવામાં ગોદરેજના બેટા બેહેરામનો બેટો બેહેરામ ગોસાથો પોતાનો ઘોડો લશાકરની સફમાં હાંકી, પોતાના બાપ ગોદરેજની નજદીક આવી કેહેવા લાગો કે, "અય બુજોરગ બાપ, તેં સાંભલોઊં, કે બદ અંદેશાના રોઇને મેદાનમાં ઉભો રહીને શું કહીઊં; એણે આપણી મશખરો કરીને આપણાં ઉપર કેટલાએક તાના મારીયા છે. ને પોત પોતાના મોહોડે શાહાજાદો થઇને પોતાના મેદાનમાં શાહાજાદાને હુગનબરદ બોલાવે છે, વાસતે અય નામદારી ભરેલા સરફરાજ બાપ, અગરજો તારો હોકમ હોય તો એ પીરાનના બેટાનાં મેદાનમાં લડાઇને વાસતે હું જાઊં; ને એને મરદાને મરદની લડાઇના હોનર દેખાડું, ને એના મગરૂરો ભરેલા સરને ખાકમાં નાખુ." તેવાર ગોદરેજે તેને કહીઊં કે, અય મારા નામના ઊઠાવનાર બેટા, તુ હવડાં પોતાની જગો ઉપર ઊભો રહીને તમાશો જો, કે એના તાના ભરેલા સખુન શાંભલીઆથી નોજરશાહાનો તુરા ખુશી થાય છે, વાસતે તું ઊંચો ઊભો રેહે તેની સામે જે શાહાજાદો હશે તે મેદાનમાં જશે."

## હેકાયત લખીછે કે, ગયો નોજરશાહાનો ગસતેહમ બીજા દશ પેહેલવાનો સાથે લડાઇના મેદાનમાં પીરાનના બેટા રોઇનની સામે, અને જખમ ખાધો શાહ જાદા ગસતેહમે રોઇનના હાથથી.

એ રવેશ ગોદરેજે પોતાના બેટાના બેટા બેહેરામને કહીને લડાઇમાં જવાથી મને કીધો. એવામાં સપેહેસાલાર તુશનો બેટો ફીરોજ નામનો હતો તે પીરાનના બેટા રોઇનના મેદાનમા ગયો, તેથી હરેક લશાકરોમાંથી નગારાંના આવાજ નીકલીયા. અને તે તમામ લશાકરોએ

મેદાનમાં નજર કીધી કે બેહુ દેલાવરોની લડાઈનો તમાશો જોય. જેવાર ફીરોજ પેહેલવાન મેદાનમાંઆવી પોંહોંચીયો તેવાર રોઇને અવલ તેને પુછીઊં કે, “ અય નામદાર પાદશાહી શાન શોકતના સવાર, ઇરાન જમીનના અનજુમનમાં તારૂ નામ શું છે ? ” તેવાર ફીરોજે તેને જવાબ દીધો કે, “બુજોરગ ખાનદાનના પાદશાહા નોજરશાહાના ફ્તેહમંદ તુશનો બેટો લડાયક શેરની ગીસાલનો દેલેર ફીરોજ તે હું છું. ” એ રવેશ મેદાનમાં કેટલીએકવાર ગોફ્તેગો કરી, પછે બેહુ પેહેલવાનોએ લડાઈની બાજુ ખોલી; એક એક ઊપર હીમલો કરવા લાગા, ને ઘણીએક સખત લડાઇ કીધી, ને ડાહાબા જમણી ઘોડો ફેરવી એક બીજા ઊપર તલવાર મારતા હતા. એમ કરતાં રોઈનના હાથથો તુશનો બેટો ફીરોજ જખમી થયો, તેથી શેતાબ લગામ ફેરવીને નાતવાન થઈ પોતાના લશકરમાં આવયો. તેથી રોઇને બીજી મરતબે આવાજ મારી પોતાનો હમનબરદ માગીયો, તેવાર નોજરી ટોલામાંથી શાહજાદો અરદવાન મેદાનમાં ગયો. ને તેણેભી ઘણીએક લડાઇ કીધી પણ તેભી રોઈનના હાથથી જખમી થઇ પોતાનું મોહો જરદ કરી મેદાનમાંથી પાછો ગયો. એમ કરતાં તે મેદાનમાં બુજોરગ ખાનદાનના દશ શાહાજાદા પયદરપે ગયા, પણ તે તમામ પેહેલવાનો રોઇનના હાથથી જખમી થયા.

એ રવેશ તે લડાઇનો મામલો જોઇ નોજરશાહાનો ગસ્તેહેમ ગોશામાં આવયો, ને તેજ વખત રોઇનની લડાઈની તરફ મોહો ધરીઊં. તેથી રોઇને તેને દુરથી પીછાનીયો કે એ સવાર જે આજર ગોશસપની મીસાલ પોતાનો ઘોડો દોડાવતો આવે છે, તે જોર તથા જલકાટ ભરેલો નોજરશાહનો બેટો ગસ્તેહેમ છે. એ નામદાર તો લડાઈને વખત એક કીના ભરેલો શેર છે, એની લડાઇનો હમનબરદ લડાઇના મેદાનમાં કોઈ છેજ નહીં. એવો અંદેશો કરી તે દેલેર તુરકી સેતાબ પોતાની કમાનને ચીલો ચહડાવીને ગસ્તેહેમ ઊપર તીરનો વરસાદ વરસાવા લાગો. પણ ઇરાની લશકરમાં તે નામદાર ગસ્તેહેમની મીસાલ તીરની લડાઇનો કરનારો કોઇ બીજો હતોજ નહીં. તે નામદાર તો તીરના મારનાર આરાશ નામના ઊસતાદનો સાગરેદ હતો, જેવાર નામ-

દાર ગસતેહમ પોતાના હાથમાં તીર કમાન પકડતો તેવાર હેરેમનભી તે નામદાર પાસે એકવાર જીનહાર માગતો. જેવાર ગસતેહેમે રોઇનના હાથમાં તીર કમાન દીઠો, તેવાર તે શાહાજાદાએભી સેતાબ બાજુ ઊપરથી કેઆની કમાન ઊતારીને પીરાનના બેટા રોઇન ઉપર તીરનો વરસાદ વરસાવા લાગો. તે નામદારના તીરના હોનર જોઇને રોઇન આજેજ થઇને ચારો ધુંડવા લાગો. એવામાં ગસતેહેમે એક તીર તે નામદાર ઊપર મારેયો, તેથી પીરાનના બેટા રોઇને પોતાના સર ઊપર ઢાલ પકડી, પણ તેના તીર આગલ તે ઢાલનો કશો હેસાબ રહોઓ નહી. તેથી શાહાજાદા ગસતેહેમના એક તીરે, રોઇનની ઢાલ તેની બાજુ સાથે એકઠી સીવો મેલી, તેથી પીરાનનો બેટો પોતા ઉપર પેચ ખાવા લાગો, ને તેના તનમાં લરજો પેદા થયો તેથી પોતાના લશકરની તરફ ઘોડાની લગામ ફેરવી. એવામાં નાપાક કરશેવજના બેટા દમોરીગહરે, પોતાના કાકા પાદશાહા અફરાસીઆબ પાસથી ગસતેહેમની લડાઇમાં જવાની રજા માગી, ને ખુનખાર વરૂની મીસાલ સેતાબ દોડતો ગસતેહેમના મેદાનમાં આવેયો, તે નાપાકને આવતો જોઇ ગસતેહેમ પુરે ગોસામાં આવેયો, કે તે નાપાકજાદાએ પાક રવાનના પાદશાહ સીઆવખસને બેગુનાહા જબેહ કીધો હતો. તેથી ગોસામાં આવી તે પાદશાહાના કીનામાં તે બદજાદ તુરકીને તલવારે કરી તરણ જગોથી જખમી કીધો. તે તરણ જખમોમાં એક સર ઉપર, બીજો બાજુ ઊપર અને તરીજો રાન ઉપર એવી રીતે તરણ જગોથી જખમી થયાના સબબથી નાપાક હરામ ખુનના દમોરીગરેએ પોતાના ઘોડાની લગામ ફેરવીને સેતાબ નાહાસવા લાગો. તેવાર નામદાર ગસતેહેમે પોતાનો ઘોડો તેની પછવાડે દપટાવતો જઈ ચોથો જખમ તેની પીઠ ઊપર મારીયો, તેથી તે નાપેકાર દરદ ભરેલો થઈ નાહાસવા લાગો.

એવામાં તેનો ભાઈ ગેરેવીજરેહે તેજ વાની મીસાલ ઘોડો દપટાવતો મેદાનમાં આવી પોહોંચીયો, ને આવતાં વાર નામદાર ગસતેહેમને ગાલ દેવા લાગો અને કેહવા લાગો કે "અય કમબખત તેં એ શું કીધું કે એવા શાહાજાદાને એ રવેશ જખમી કીધો વાસતે એ શાહાજાદાનો બદલો હમણાં હું તારે ઊપર લેઊં." એ રવેશ કેહેતો હતો પણ તેનું

બખ્તભી બરગસ્તે હતું તેથી તેનેભી નામદાર ગસતેહેમે જખ્મી કી ધો. એમ કરતાં તુરાની લશકરમાંથી બાર પેહેલવાન શાહજાદા એ ક એકની પછવાડે મેદાનમાં આવી પોહોચીયા, તે તમામ શાહાજાદા ગસતેહેમના હાથથી જખ્મી થયા, જેથી કોઈ તુરાની પેહેલવાન તે નામદારનાં મેદાનમાં આવી શકીયો નહી. તે જોઈને ગસતેહેમે આવાજ મારીને કહીઊં કે "તુરાની લશકરમાના દેલેરોનાં નામ શું ગુમ થઇ ગયાંછે ? હીમત ભરેલા પેહેલવાનો, મરદાંને મરદ પેહેલવાનના મેદાનમાં આવેછે, તો તુરકશતાંનનો પાદશાહા તથા તેના શેરની મીસાલના પેહેલવાનો કીહાં ગયા, જેમાં બડાઈ કીધાનો ખાહેશ હોય તે મારા મેદાનમાં આવે, ને પાદશાહા નોજરશાહાના બેટા ગસતેહેમની લડાઈનો હમનબરદ થાય." જેવાર એવો અવાજ અબરેબલાએ સાંભલીયો તેથી ગોશામાં આવો કહીઊં કે, "એ તુરાની લોકો તો નજરે જોવાના મરદ દેખુ, બાકી એ લોકોમાં મરદાનગી તો નજર આવતીજ નથી." એ રવેશ કહીને પછે પોતાના આદી લશકર ઉપર એક આવાજ મારીને કહીઊં કે "અલકુશ જંગીને કેહો કે તે નામદાર એ ઇરાનીના મેદાનમાં જાય." જેવાર અલકુશે એવો હોકમ સાંભલીયો તેવાર મહસત હાથીની મીસાલ જગો ઉપર હાલીયો.

## હેકાયત લખીછે કે, આવેયો જંગી અલકુશ આદી તુરાની લશકરમાંથી લડાઈનાં મેદાનમાં અને લડાઈ કીધી તેણે શાહાજાદા ગસતેહેમ સાથે.

જેવારે અલકુસ આદી ગોસાથી દોડતો મેદાનમાં આવેયો, તેજ વખત તેણે શાહાજાદા ગસતેહેમ ઊપર પોકાર મારી કહીઊં કે, "અય જરી કોલાહાના રાખનારા સવાર, તું ઇરાની અનજુમનમાં પોતાનું નામ શું ધરાવે છે, કે તું એ રવેશ બેદેહેસત તુરાનના પાદશાહાનાં મોહો ઊપર લામકાફ બોલે છે, અને કેટલાએક શાહાજાદાઓને તેં તારી તલવારના જખ્મે કરી જખ્મી કીધા, એવો તું કોણ છે ?" તેવારે શાહાજાદા ગસતેહેમે જવાબ દીધો કે, "પાદશાહા મીનોચેહેરના બેટા

નોજરશાહાનો બેટો શાહાજાદો ગસતેહેમ, કીનાને વખત આતશની મીસાલ ગરમ તબીએતનો, તલવારનો મારનાર તે હું છું. મારો બાપ ઇરાન જમીનના તખતનો બેસનાર નામદાર પાદશાહા હતો, તે બુજોરગ પાદશાહાની પીઠનો હું શાહાજાદો છું. વાસતે હવે તો તું પોતાનું નામ કેહે, કે આદીની નસલમાં તું દેલાવર સવાર કોણ છે? સબબ કે તારી સુરત તુરાનીઓની મીસાલની નજર આવતી નથી." જેવાર અલકુસ આદીએ શાહાજાદા ગસતેહેમની જુબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે તેણે કહીઉં કે, "શેદાદ આદીના તોખમનો અલકુસ આદી તે હું છું. અમો તરણ સુપેહેસાલાર અબરેબલાના લશકરમાં શેરની હીમતના છીયે, તે તરણે અમો એકજ તોખમનાં ભાઈ છઇયે, તેથી અમો નર અજદાહાનેભી હમારી ખાતેરમાં લાવતા નથી. તે તરણ ભાઇઓમાનો એક સેરદાર હું છું, તેથી ચાહુ તો નરે શેરનેભી ખાકમાં નાંખું. હું મારા તનમાં શો હાથી કરતાં જીઆદે જોર તથા કઊઅત રાખું છું. મારો બીજો ભાઈ નામદાર ગરંગાશ નામનો છે તે લશકર સાથે શીશતાનની તરફ ગયો છે, તથા મારો તરીજો કમીરાંન આદી નામનો ભાઈ હવડાં હમારા લશકરમાં હાજેર છે, તેની લડાઇથી હેરેમનભી નાહાશે છે. અમો તરણે ભાઇઓ અબરેબલાના કાકાના બેટા છઇયે, હમો તરણે ભાઇઓ રાત દન એકઠા એક જગો બેસી ખાણું ખાઈ ખુશીથી મજલેસ સમારોએ છઇયે." તેવારે શાહાજાદા ગસતેહેમે કહીઉં કે, "તારો પીતરાઇ ભાઇ અબરેબલા એ લડાઇમાં કેમ નથી આવતો. કાલ રોજે અફ્રાસીઆબે લડાઇનું નગારૂં અબરેબલાના નામનું કરાવીઉં હતું, ને આજ રોજે લડાઇનાં મેદાનમાં બીજા સવારો નીકલે છે, તો બદજાદ અબરેબલાને મેદાનમાં આવતાં શું છે?" તેવારે અલકુસ આદીએ જવાબ દીધો કે, "તે નામદાર પેહેલવાને ગઇ રાતે શરાબ ઘણો પીધો છે તેથી તેનાં મગજમાં શરાબની ખુમાર છે, અને તેનું મગજ ઘણું ધુમે છે વાસતે પાદશાહ અફ્રાસીઆબે તેને લડાઇની રજા આપી નહીં; અને તેટલાજ વાસતે તે મેદાનમાં આવીઓ નથી." એટલું કહીને તે નાપાક આદીએ પોતાનું મોહો ગોસા ભરેલું કરી પોતાના દાંત ઊપર દાંત ઘસીઆ ને કીનાથી ગસતેહેમ ઊપર દોડતો આવીને

એક ગોરજ તેના સર ઊપર એવો તો મારીઓ, કે તેના જરબે કરી ગસતેહેમ બેહોસ થઈ જમીન ઊપર પડીયો, ને તેના તનમાંનું બખતર ફાટી ગયું. એમ કરતાં જેવારે તે પાછો હોશમાં આવીયો, તેવારે તેની યારીને વાસતે ઇરાનાં લશકરમાંથી પેહેલવાન સીદોસપ સેતાબ આવી પોહોંચીયો. આવતાંવાર તે લડાયક પેહેલવાન અલકુસ સાથે મોકાબલો કરી લડાઈ કરવા લાગો; પણ તે નાપાક હેરેમનની મીસાલના આદીની નજદીક સોદોસપનોભી આસરો રહીયો નહીં, તેથી તે નામદારનુંભી મોહો જરદ થઈ ગયું. એ વખતે તેની મદદે ઇરાની લશકરમાંથી દેલેર ફરહાદ આવી પોહોંચીયો. તે નામદારના હાથમાં છુટભાલડી પકડેલી હતી. તેણે આવતાંવાર પોકાર મારીને કહીઊં કે, "અય બદ નસલના આદી, તું એ નામદાર પેહેલવાનો પાસેથી શું માગે છે? હવે તો આ મારી છુટભાલડી જે આદમીઓનાં લોહીની તરસી છે, તેનો જખમ તું સંભાલ. અગરજો તું એ છુટભાલડીના જખમથી બંચીયો તો એમ કરી જાણવું કે જેહાનના દરમેઆનમાં તારૂં મોહોત છેજ નહીં." એટલું કહી તે છુટભાલડી અલકુસ આદી ઊપર છુટી મારી, તેવારે તે આદીએ પોતાનો હાથ લાંબો કરી ફરહાદનો કમરબંધ પકડી જીન ઊપરથી ઊઠાવીને ચાહીઊં કે, તેને જમીન ઊપર નાખે, એવામાં ફરહાદનો કમરબંધ તુટી ગયો, તેથી તે નામદાર જમીન ઉપર પડીયો. તેજ વખત જમીન ઊપરથી ઊઠી પાઊં પીઆદો છુટી કમરે તે આદી સાથે લડવા લાગો, ને તે બદ કેરદાર આદી ઉપર કીનાથી દોડધુપ કીધી. એવામાં તે મેદાનમાં દલેર રેહામ તે તરણે પેહેલવાનોની મદદે આવીયો, ને તેણે ભારી ગોરજ ઊઠાવીને તે કીના ભરેલા આદી સાથે લડાઈ શુરૂ કીધી, તોભી તે ચાર ઇરાની પેહેલવાનો ઊપર અલકુસ આદી ગાલેબ આવીયો હતો. તે લડાઇનો તમાસો જોઈ ગોદરેજીઆની અરદેશાર ગોસામાં આવેયો ને કહીઊં કે, "એ નાપાકજાદો આદી કાંઈ શેર યા બબર નથી, તોપણ એવા ચાર પેહેલવાનો એક નાપેકાર મરદ સાથે લડાઈનાં મેદાનમાં એ રવેશ સખત કોશેશ કરે છે, તો એ ચારો સવાર શરમાતાભી નથી." એ રવેશ કહી ઘણો ગોસામાં આવેયો ને તેજીથી આજર ગોશાસપની મીસાલ ઘોડો દપટાવતો મેદાનમાં ગયો, ને

એક પોકાર નરેશેરની મીસાલ મારીને તે ચારે પેહેલવાનોને એમ કરી કહીઊં કે, "તમો ચારે એક આદી સાથે લડો છો તો તમો કસી વાતે સરમાતા નથી. તમારી લડાઈ જોઇને જે કોઇ દાના હશે તે મશકેરીથી હસી કરશે. અગર જો એ મેદાનમાં અબરેબલા આવેયો હતે, તો તમો તે હેરેમનની સાથે શી રવેશ મરદી કરતે. અગરજો તે નાપાક એ લડાઈમાં હતે તો તમો ચારેની ગરદ કાહાડી નાખતે."

એટલું કહી દેલેર અરદેસર તે નાપાક આદીની લડાઈમાં મહસત બબરની મીસાલ આવેયો અને સાયત એક તે સાથે લડીયો, તેવારે દેલ સાથે કહીઊં કે, "એ આદી સાથે અમો પાંચ દેલેરો લડીએ છીયે; પણ એ નાપાક કસી વાતે આજેજ આવતો નથી, તેથી એવું માલમ પડેછે કે, અમો પાંચે એ મેદાનમાં પોતાના જીવ ખોયા વગર રેહેનાર નથી. હવે પેલી તરફ પાદશાહા અફરાસીઆબે જેવારે પાંચ ઈરાની પેહેલવાનો ને તે આદી સાથે લડતા દીઠા, તેવારે તેનાં દેલમાં ખુશીએ કરી શરાબ પીધાના જેવો જોશ પેદા થયેો. તે પાદશાહને ખુશી થતો જોઇ અબરેબલાભો ખુશીમાં આવી હશેયો, અને તમામ લશકરેભી તે ઇરાનીઓની મશકેરી કરી હસવા લાગાં અને કેહેવા લાગાં કે એ ઇરાનીઓ એ આદીનો લડાઈમાં બર આવનાર નથી. તેવારે અબરેબલાએ પાદશાહા અફરાસીઆબને કહીઊં કે, "મારા જોવામાં આવીઊં કે, ઇરાની લોકોમાં જોર કમ છે, પણ તુરાની લોકોમાં તો એવું હીચકારાપણુંછે કે, લડાઇને વખત લગામ ફેરવીને નાહાસવા સીવાએ બીજો હોનર છેજ નહીં. અય પાદશાહા અફરાસીઆબ, તું કાલ રોજે તો ઇરાની લોકોને વાસતે કેહેતો હતો, કે તમામ ઇરાનીઓ તલવાર તથા ગોરજના મારનાર છે; પણ જેવાર હું એ લડાઇમાં નેગાહા કરી જોઊંછું તેવારે તો એ લોકો ઓરત કરતાંભી કમ જોર નજર આવેછે. એ ઇરાનીઓને કોણ કમબખત લડાયક કરી કહેછે." એ રવેશ અબરેબલા અલકુસની લડાઇનો તમાશો જોઈ ઇરાનીઓની મશકેરી કરી અફરાસીઆબ સાથે ગોફતેગોમાં હતો, એવામાં જંગી જેહાનસોજ પોતાનો ઘોડો દપટાવતો પાદશાહા કેખોસરોનો નજદીક આવી સેજદો કરી દોઆથી કેહેવા લાગો કે, "તું નામદાર પાદશાહાથી ઈરાન જમીનનું તખત આબાદ રેહેજો ; અય પાક

દીનના પાદશાહા, હવડાં એ મેદાનમાં અલકુસ આદી સાથે આપણા પાંચ પેહેલવાનો એકઠા થઇને લડાઈ કરેછે, તે છતાંભી એ અલકુસથી આ-જેજ આવયા છે. તેથી હરેક તરફના લશકરના લોકો આપણા લોકોની મશકેરી કરી હશેછે, તેથી મારાં દીદાં પાણી ભરેલાં થયાંછે, ને એ તાના જાનીની બરદાસત મારાથી થતી નથી. હું તારી નજદીક આવી માગી લેઊંછું કે, અગર જો તું પાદશાહા મેહેરબાન થાય ને એ લડાઇનો હોકમ મને કરે તો ગોયા તેં મારા સરને આસમાન સાથે લગાડીઊં, ને મારા જીવને એક પાદશાહી બખશી એવી ખુશી પેદા થશે. અય નામવર પાદશાહા તારાં બખતના ઝલકાટે કરી એ આદોને હું આજેજ કરૂં, કે તેથી ઇરાની અનજુમનની હોરમત રેહે."

---

## હેકાયત લખીછે કે, આવયો નામદાર જેહાનસોજ લડાઇનાં મેદાનમાં ને લડાઈ કીધી અલકુસઆદી સાથે.

---

એવા સખુન નામદાર જેહાનસોજની જુબાંનથી સાંભલીને પાદશાહે તેની દેલેરી ઊપર આફરીન કીધી ને કહીઊં કે " અય મારા નામદારી ભરેલા પેહેલવાન, ઇરાન તથા જાબુલસતાનના મોલકની ચેરાગ પાક યજદાંથી તુંને હમેશે ફતેહમંદી યાર રેહેજો. તારી નામદારીનો સેતારો હમેશે તલુ ભરેલો રોશન રેહેજો. મારા દેલમાંભી એવું છે કે, એ નાપાક હેરેમન બચાના મેદાનમાં જાબુલી પેહેલવાન વગર કોઇ બીજાનો આસરો નથી. વાસતે અય નામદારી ભરેલા પેહેલવાન, અગર જો તું આએજ વખત લડાઇનાં મેદાનમાં જાય તો બેહેતર છે." જેવારે જંગી જેહાનસોજે પોતાના પાદશાહાથી એવા સખુન સાંભલીયા, તેવારે સેતાબ પોતાના ઘોડા ઊપર સવાર થઇને શેરની મીસાલ દોડતો લડાઇગાહની તરફ ગયો. જેવારે તે દેલાવર તે જગો જઇ પોહોંચોયો, તેવારે ઇરાની જોબાનમાં પેલા પાંચે ઇરાની પેહેલવાનોને કહીઊં કે, " તમો લોકોમાં લડાઇની કઊઅત નથી તો એ જગોથી તમો પાછા કેમ નથી ફરતા; મગર તમોને એ લશકરોની નજદીક શરમભી નથી આવતી, કે તમો પાંચ સવાર એક પેહેલવાનની લડાઇમાં કોશેશ કરો છો તોભી તમો

બર આવતા નથી તો ખેર; સેતાબ પોતપોતાના ઘોડાઓની લગામ ફેરવીને પાછા ફરો. નાહક પોતાની રોસવાઈનો તમાશો તમામ લશકરને ના દેખાડો. એવી લડાઇમાં તમોને ફાયદો શું? જો આપણ જાણીએ કે, એક શખસ આંપણાં કરતાં જોરાવર છે, તો નાહક તેના પંજા ઉપર ચુંગાલ શા વાસતે મારીયે? અગર જો આપણે જાણીએ કે એ પેહેલવાનની લડાઇમાં હું બર આવશ તો ઉભા રહીએ, નહી તો પોતાની આબરૂમાં પાછા ફરીયે તેજ ખુબ છે. વાસતે હવે મારૂં કહીઊં માનીને એ નાપાક દેવની લડાઇમાંથી તમો લોકો પોતાની આબરૂમાં પાછા ફરો, કે તમારી મશકેરી સરવ કોઇ લશકરના લોકો કરે છે તેની બરદાસત પાદશાહા કેખોસરોથી થઈ શકતી નથી. એ જગોના તમામ લશકરના સવારો તમારો તમાસો જોવાને વાસતે મેદાનમાં નીકલી ઉભા છે, ને શાદીનાં નગારાંના અવાજે કરીને ઇરાનીઓ ઉપર તાના મારી મશકેરીથી હસી કરે છે. વાસતે તમો એ મેદાનમાંથી પાછા ફરો, ને પોતાના દેહેરામાં જઇ કરારથી આરામ કરો, ને પરીને મીસાલની ખુબસુરત બાંદીઓ પાસે પોતાના પાઊં દબાવો! કારણ કે તમોએ આજ રોજે એ લડાઈનાં મેદાનમાં ઘણી સખત મેહેનત કીધી છે, તેથી તમારો થાક ઉતરી જાય." જેવારે ઇરાની સવારોએ જેહાનસોજની જુબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે અરદેશરે જેહાનસોજને જવાબ દીધો કે, "દુરથી નરેશેર આવે તે બુઢી લોંકડીની મીસાલ નજર આવે, તેથી તું એ રવેશ અમો ઉપર સખુનબાજી કરે છે તે નારવા છે; પણ જેવારે એની નજદીક આવી એની મરદાનગીની બાજુ જોશે તેવારે તમાંમ સખુન બોલવા ભુલી જશે, બલકે એનો દેહેસતથી તું બેહોશ થઇ જશે."

જેવારે જંગી જેહાનસોજે અરદેસરની જુબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે તે નામદારે અરદેસરને કહીઊં કે, "અય બેહોનર, તું એવા સખુન ના બોલ ને ખાંમોશ રેહે. તેં તો પોતાના બાપના નામને નામોશી લગાડી છે, તેથી હવે વાત કોતાહ કર, ને એ મેદાનમાંથો હવે તમો સરવે પાછા ફરો, તમોને પાદશાહા કેખોસરો બોલાવે છે." એટલું કહીને તે પાંચે ઇરાનીઓને લડાઇનાં મેદાનમાંથી લશકરની

તરફ પાછા મોકલીયા. પછે પોતે આદીનાં અલકુસનાં મેદાનમાં ઊત-રીયો, ને તે ઊપર એક પોકાર મારીને કહીઊં કે, "અય નાપાકજાદા હેરેમન, તું ખાતર નીશાનથી જાણ કે, તારી આખેર આવી છે. તેં હમારા શાહાજાદાઓનાં નામને શરમ નોચે નાંખીઊં છે; પણ હવે તો તારી લડાઇનો હુમનબરદ લડાઇનાં મેદાનમાં શેરની મીસાલ આવી પોંહોંચીયો છે, જે એ તારાં ભારી તન ઉપર આદી લોકોને રડાવશે." એવા સખુન જેહાનસોજની જુબાનથી સાંભલીને અલકુસ આદીએ જેહાનસોજનો ઊપર નેગાહ કરી જોયું, તો તે નામદાર કદમાં સીધા સરવની મીસાલનો, તથા ચેહેરામાં ફરેસતાની મીસાલનો હતો; તેના ગોલાબનાં ફુલની મીસાલના રોખસારા ઊપર હજી કસતુરી છીનકી હતી નહી, યાને મુછો પણ કુટેલી નહી હતી; તેનો દબદબો જેહાન પેહેલવાન કેરશાસપની મીસાલનો હતો. તે નામદાર પેહેલવાનને જોઈ અલકુસ પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે, "એ દેલાવરનો હુમનબરદ તો જેહાનના દરમેઆનમાં કોઇ છેજ નહીં." એ રવેશ કહી તે નામદારનો ચેહેરો જોઈ અજબ રહીયો. એ પછે પોતાની સવારીનો હાથી જોસથી આગલ ચલાવી આવીઓ ને એક પોકાર મારીને કહીઊં કે, "અય અજદાહના મારનાર મરદ, તું પોતાનું નામ મારી નજદીક જાહેર કરીને કેહે, તો હું જાણું કે, પેહેલવાન લોકોમાં તું કોણ નામદાર છે, ને તારી બુનીઆદ કોણથી છે ને તું એ રવેશ પોકાર કરતો મારા મેદાનમાં શા વાસતે આવેયો છે." તેવારે જેહાનસોજે તેને જવાબ દીધો કે, "અય આદી, હજુ શું તું મારૂં નામ જાણતો નથી; મારૂં નામ તે તારૂં મોહોત કરી કેહેવાય છે! આજ રોજે મેં તારી સાથે લડવાની ફાલ જોઈ તે ફાલ મને મોબારક આવી છે, ને મારો ગોરજ એમ કરી કેહે છે કે, મને અલકુસના મગજની ચાશની કરાવ, તેથી હું તારા મેદાનમાં સોર કરતો આવેઓ છું." તેવારે અલકુસે ફરીથી કહીઊં કે, "અય દેલાવર, તું એ રવેશ પોતાનું નામ શા વાસતે છુપાવે છે. જીઆં લગી તું પોતાનું નામ મારી નજદીક કેહેશે નહીં, તીઆં લગી હરગેજ હું તારી સાથે લડાઇ કરવાનો નહીં."

જેવારે નામદારી ભરેલા જેહાનસોજે એવી વાત અલકુસની જુબાનથી સાંભલી, તેવારે હસીને તેને કહીઊં કે, "અય પાહાડની મીસાલના આદી, મારૂં નામ જેહાનના દરમેઆનમાં જેહાનસોજ કરી કેહે છે. હું પોતાની તેજ ચુંગાલે કરી અમાનના દરીઆવમાંથી ભારી મગરમછને ખેંચી કાહાડું છું, ને મારી તલવારે કરી કોહેકાફના બે ટુકડા કરી નાખું છું. મારો બાપ પેહેલવાની ગરદનનો શેર મરદ બરજો છે, અને તેહેંમતન રૂસતમ, કે જેના ખોફથી બેદાદગર અફરાસોઆબની આંખમાંથી ખોઆબ ઊડી ગયો છે, તે નામદાર મારો નેઆગાન છે. હું સામેસવારથી બુનીઆદ રાખું છું. અય બદ તોખમના આદી, મેં તુંને પોતાનું નામ જાહેર કરી કહીઊં, તેથી હવે તું પોતાની બાજુ ખોલ ને મારી સાથે લડાઈ કર." એટલું કહી કીનાથી ગોરજ ઊઠાવી તે ઉપર દોડીયો. જેવારે અલકુસ આદીએ જેહાનસોજને એ રવેશ દીઠો, તેવારે તેણેભી શેતાબ ગોરજ ઉઠાવી માજંદરાનના દેવોની મીસાલ હોમલો કીધો, તેથી તેનો શોર આઠમાં આસમાન લગી જઈ પોહોંચીયો. એમ કરતાં તે બેહુ દેલાવરો જોસમાં આવી કીનાથી એક એકના સર ઉપર ભારી ગોરજ મારવા લાગા. જેવારે તે બેહુએ એક-એક ઊપર દશ દશ હોમલા કીધા તેવારે દેલેર જેહાનસોજ પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે, "એ નાપાકજાદો આદી તો ગોયા શેદાદ આદીની મીસાલ જબ્બરદસત દેખું બલકે તે બેદાદગર શેદાદેભી એવી સખત લડાઈ નહી કીધી હશે. અફસોસ કે, મેં એની લડાઇમાં કમર બાંધી, કે મારૂં નામ એ નાપાકના હાથથી શરમમાં પડશે. અફસોસ કે મારા જોરની કઊઅત એ નાપાનાજોર આગલ કીઆં ગુમ થઇ ગયું. એ શેરનો પકડનારો આદી તો દેલેર લશકરનો સુપેહેસાલાર છે, વાસતે એ નાપાક તારા હાથમાં આશાનીથી પકડાશે નહી." એ રવેશ જેહાનસોજ પોતાના દેલ સાથે અલકુસની મરદાનગી વીશે અંદેશામાં હતો, ને પાક યજદાંથી પોતાની બાજુમાં જોર માંગતો હતો. હવે આ તરફ તે બેઊની લડાઇનો તમાશો જોવાને વાસતે હરેક લશકરોમાંથી તમામ સરદારો પોતપોતાનાં લશકરની સફની હરોલમાં બાહાર નીકલી ઉભા હતા, ને તે તમામ લશકરોમાંથી કીનાનાં નગારાંના

આવાજ નીકલતા હતા, જેનો ગોલબાંગ લાજવરદી રંગના આસમાન ઊપર જતો હતો. એવામાં ઈશિની લશકરની સફમાંથી એકાએક અરદે-સરે પોકાર મારી જેહાનસોજને કહયું કે, "અય બરજોના બેટા, અ-ગર જો તું એ અલકુશઆદીની લડાઈથી બતંગ આવીયો હોય, તો તારી મદદે એ મેદાનમાં તારો ભાઈ તમુર આવે. વાસતે તું લગામ ફેર-વીને ઊંચો ઉભો રેહે, કે એ આદીની લડાઈમાં તમુર આવે. સા વાસતે કે તું એ અલકુસની લડાઇનો મરદ નથી, વાસતે તું સેતાબ પાછો ફર." એ રવેશ અરદેસરે જેહાનસોજ ઊપર બાંગે બુલંદ તાના મારીયા. તે સાંભલી જેહાનસોજ શરમીંદો થઈ ગોસાથી જોશમાં આવોયો, ને છેડાએલા બબરનો મીસાલ પોકાર મારીને ગોસાથી ગોરજ ઉઠાવી તે આદીની તરફ ગયો.

## હેકાયત લખી છે કે, લડાઇમાં કુટી નાખીઓ દેલેર જેહાનસોજે આદીના અલકુસને તેની સવારીના મસત હાથીની મીસાલનાં વરૂ સાથે, પાંચે લશકરની હજુરમાં.

એ રવેશ જેહાનસોજે પોતાનો ભારી ગોરજ ઊઠાવીને અલકુસને કહીઊં કે, "અય નરેદેવની મીસાલના આદી, આ મારા ગોરજનો જરબ લડાઇથી પાછો ફરી જવાનો તુંને છેલો છે, વાસતે અગર જો તું મર-દાને મરદ છે તો સંભાલ. તે ગોરજને જોઈ અલકુસે પોતાનાં સર ઉપર ઢાલ પકડી; પણ નામનો ઊઠાવનાર જેહાનસોજ અરદેસરની જોબાનથી તાનાના સખુન સાંભલી ગોસામાં આવીયો હતો, તેથી પોતાનો ભારી ગોરજ બેહુ હાથે પોતાનાં સર ઉપર ફેરવીને તેનાં સર ઉપર એવો તો જોસથી મારીયો, કે તેનો આવાજ પાંચો લશકરે સાંભલીયો, ને જે-હાનસોજે પોકાર મારીયો તેનો આવાજ આસમાન લગી જઇ પોંહોં-ચીયો ! તે ગોરજના જરબે કરી અલકુસનું સર, ગરદનનું આસના થયું, ને ગરદન સીનામાં ઊતરી સીનો પેટમાં બેઠો. તેથી તે નાપાક દ-ડીની મીસાલ ગાંસડી થઇ ગયો. તેનાં તન ઉપર મોહોતના ઓલા

વરસીયા. તે જરબથી તેની સવારીના વરૂની પીઠ તુટી ગઈ, તેથી તે બદ નસલનો આદી પોતાની સવારીના વરૂ સાથે ગેરદોપેચ થઇ ખાકમાં ઊંધો પડોયો, ને તેના તનમાંનાં એક હાડકાનીભી નીશાન રહીનહીં. એ રવેશ તમામ હાડકાં ભાગી ચુરો થઇ ગયાં. તેજ વખત પાંચો લશકરમાંથી શોર સાર ઊઠીયો, ને સરવ કોઇ જેહાનસોજની મરદાનગી જોઇ તે ઉપર આફરીન કરવા લાગા.

હવે તુરકી લશકરમાં જેવારે કમીરાન આદીએ પોતાના ભાઈને એ રવેશ ખોઆરીથી મારેલો દીઠો, તેવારે બેહોશ થઈને હાથીની પીઠ ઉપરથી ખાકમાં પડીયો. ને તેના મોહોડાંમાં દાત બંધાઈ ગયા. તેને એ રવેશ જોઈ આદીના લશકરમાંથી પોકાર ઉઠીયો. જેવારે અબરેબલાએ અલકુસ આદીનું મુરદું જોયું તેવારે તે નાપાકનો ચેહેરો જરદ થઇ ગયો, ને જેવો ખુશીમાં હતો તેવો માહેતમમાં પડીયો. તે નાપાકનાં મીઠા મધની જગો કાતેલ ઝેર મોહોડામાં આવીઊં, ને તેની જોબાન બંધ થઇ ગઇ, ને બેહોશ આદમીની મીસાલ સોસત તબીઅતનો થઈ ગયો. જેવારે જેહાનસોજે અલકુસ આદીને મારીયો, તેવારે પોતાનો ઘોડો ફેરવીને ઇરાંની લશકરમાં જઇ ઉભો. શાવાસતે કે અલકુસ આદીનાં મુઆથી આદી લોકોનાં મન ગમ ભરેલાં થયાં હતાં, તેથી મબાદા તમાંમ તુરાની તથા આદીલોકો કીનાએ કરી ઇશની લશકર ઉપર ગલબો કરતા જઇ પડે, તો તે જગો કાંમ ભારી થાય, ને ઇરાનીઓ ઉપર તંગી આવે. એવો અંદેશો કરી ઇરાનીઓની પોસત પનાહને વાસતે તે જગો જઇ ઉભો. ને પોતાના નામદાર બાપ બરજોના હાથને બોસા દીધા. તે ફતેહમંદ બખતના પેહેલવાનને જોઇ પાદશાહા કેખોસરોએ તે ઉપર ખુશીથી દોઆ કીધી. પછે શેર નર બરજોએ પાદશાહા કેખોસરોને એમ કરી કહીઊં કે, "અય દાદગર પાદશાહા, તારો બંદો જેહાનસોજ પોતાની ખુશીથી અલકુસ આદીની લડાઇમાં ગયો હતો, તે સરવ કોઇને ખુશી કરતો પાછો તારાં કદમ નીચે આવેયોછે." એ રવેશ બરજો તથા પાદશાહા, જેહાનસોજના બાબમાં ખુશીથી વાત કરતા હતા.

હવે પેલી તરફ આદોનાં લશકરમાં કમીરાન આદી જેવારે પાછો હોશમાં આવેયો, તેવારે જગાથી ઉઠી બેઠો ને પોતાના ભાઇ અલકુસની

કસી નીશાન દીઠો નહો, તેથી પોતાની આંખમાંથી આંજુની જગો લો-હીના કતરા વરસાવવા લાગો, અને કેહેવા લાગો કે, "અફસોસ અલકુસ તું જેવા ભાઇથી આદીનાં લશકરમાં આજ માહેતમ પડી, તારાથી હુ દુર પડીયોછું તારા મુઆથી મારૂં દેલ પેચોતાબમાં પડીઊંછે." એ રવેશ કમીરાને પોતાના ભાઈ ઉપર જારી કીધી. એ તરફ અબરે બલા પોતાના લશકરની તરફ ગયો, પણ તે નાપાકને શરાબની ખુશીની જગો ગમનું ફલનજર આવીઊં, યાને ગમગીન થયો. પછે હોકમ કરી મેદાનમાંથી અલકુસની લોથ ઉચકી મંગાવી, તેથી સેતાબ તેની લોથ મેદાનમાંથી લાવીયા. પણ કોઈએ તેને એમ નહી પીછાનીયો કે, અલકુસનું તન કયું, ને તેની સવારીના વરૂનું તન કયું. એ રવેશ જેહાનસોજના જ ખમે કરી તે બેહુ છુદા થઈ ગયા હતા. પછે તેનાં મુએલાં તન ઊપર કેટલો એક વાર જારી કીધી, પછે ફરમાવીઊં કે, એ નામદારના તનને એની સવારીના વરૂ સાથે આપણાં આદી લોકોની રસમ મુજબ આત સે કરી બાલે, તેજ વખત કેટલુંએક સંડલ તથા અગર એકઠું કરો, તેમાં તે આદીને તેની સવારીનાં વરૂ સાથે બાલી ખાકસાર કીધો. તેની માહેતમમાં તેનાં તમામ લશકરના માણસો પોતાના તન તથા સર બોડાં કરીને ગમમાં બેઠા. કમીરાન આદી પોતાના ભાઈ ઉપર ઘણી એક જારી કરી રડતો હતો કે, " અય ભાઇ, જેહાનના દરમેઆનમાં તુ વગર મારા ભેદનો જાણનાર કોઈ બીજો હતોજ નહી. તું એકાએક ઊઠી ગયો, ને મને એ રવેશ જારી કરતો એખલો મેલી ગયો. મગર શું તું મારી સાથે કાંઇ ગોસે થયોછે કે મારી સાથેથી દોમતી ઊઠાવીગયો." તુરાનનો પાદશાહા, તથા હોજબર અફકન તથા જાદસુમ સરવે કોઈ તે-ના દેહેરામાં માહતમને વાસતે ગયા. તીઆં માહેતમ ભરેલો શોર ઊ-ઠીયો. હવે બીજી તરફ અબરેબલા જારી કરી એમ કેહેતો હતો કે, મારાં લશકરમાં તું એક ગોયા, નર અજદાહાનો મીસાલનો હતો. " એ રવેશ ઘણીએક જારી કીધો, તેવાર પછે સરવે કોઈ તે જગોથી ઊઠી પોત પોતાના દેહેરાની તરફ ગયા. તે સરવના ગયા પછે, અબરેબલા ફરીથી જારી કરવા લાગો. તે ખબર અફરાસીઆબને થઈ, કે "અબ-રેબલા પોતાના ભાઇની માહેતમમાં બે સુમાર જારી કરે છે ને એમ

કરી ચાહે છે કે તે ભાઇના ગમથી ખંજરે કરી પોતાનું સર તનથી દુર કરે. ” એવી ખબર સાંભલીઆથી અફરાસીઆબ પોતાનાં દીદાં પાણી ભરેલાં કરી તેની નજદીક ગયો. ને તેને ઘણોએક દેલાસો દેઈ સમજાવીયો ને કહીઉં કે, “ અય નામદાર તુરાની લશકરની પોસત પનાહાના કરનાર, તું એવડો આજોરદે ખાતેરમાં થા, જે કાંઈ આસમાનની ચાલથી બનવાનું હતુ તે બનીઉં. હવે તું પોતાના જીવને આજોરદે કરી જારી કરશે તેથી એ તારો ભાઇ પાછો આવવાનો નથી. વાસતે નાહક પોતાના દેલને ગમગીન માં કર, તુને એ રવેશ જોઈ આપણાં લશકરની હીમત તુટી જશે, ને દુશમન લોકોનાં દેલની મોશદ બર આવશે. અગર તારો ભાઈ મારીયો ગયો છે, તો તું તેનો પાદશાહા સલામત રેહેજો. તેને મારનાર જાબુલીનું તન હંમેશાં ગમમાં પડજો. ”

જેવાર પાદશાહા અફરાસીઆબથી એવા દેલાશાના સખુન સાંભલયા, તેવાર અબરેબલાએનું દીથી ગોશામાં આવીને પોતાના હેરેમંદી મજહબના સખત સોગદ ખાઇને કહીઉં કે, “ કાલરોજે બામદાદને વખત આફતાબ નીકલે તેવાર હું કીનાની કમર બાંધું, અને અવલ જેહાનસોજનુ સર કીનાથી ખાકમાં નાખું. તે પછે બરજો તથા તમુરનાં નામને સરમમાં નાખું, ને તે બેઉ બાપ બેટાઓની આંખમાં જેહાનસીહા કરૂં. તેવાર પછે ઇરાની લશકર ઉપર જઇ પડીને તેમાંથી એક તનને સલામત જવા દેઉં નહી. ને જે કોઇ સરદાર લોકો તથા પેહેલવાનો કેહેવાય છે તેઓના દમાર કાહાડી નાખું. તથા પાદશાહા કેખોસરોને જીવતો પકડી તેના તનને સુલી ઊપર ચહડાવી ને તીર અંદાજ કરૂં. ” એ રવેશ કહીને પછે શરાબ મંગાવીને પીધો, પછે પાદશાહા અફરાસીઆબેભી પોતાના હાથમાં સરાબની જામ પકડી, ને તમામ મજલેસ સાથે સરાબ પીવામાં મશગુલ થયા, ને અલકુસના મોહોતના ગમને દુર કીધો. પછે પાદશાહે પોતાના દેહેરામાં એક મજલેસ સમારીને તીઆં કમીરાન આદીને તથા અબરેબલાને તથા બીજા પેહેલવાનોને બોલાવી સરવે કોઇ સાથે મજલેસમાં સરાબ પીવા બેઠો, ને શામેસગરોના તથા દફના તથા ચંગના આવાજ નીકલીયા. અને પેદરપે શરાબની જામો ઊઠાવવા લાગા, ને શરાબની જોકે કરી એવી તો

ખુશીમાં આવીઆ કે તું કેહે ગોયા અલકુશ આદી પાછાં જેહાનમાં પેદા થયો હતો. એમ કરતાં જેવારે અબરે બલા શરાબે કરી મહસતા થયો, તેવારે તુરાનના પાદશાહાને કેહેવા લાગો કે, "કાલ રોજે મેદાનમાં જઇને મારે લડાઇ કરવી છે, તેથી આજ રોજે હું શરાબ પીધાથી કોતાઈ કરતો નથી." એટલું કહી લડાઇનું નગારૂં કરાવીઊં, એટલું છતાં પણ ગમે કરી તેનો ચેહેરો જરદ થયો હતો. પછે રાતને વખત નગારાંના આવાજ નીકલીયા કે તમામ લશકરને ખબર થાય કે કાલ રોજે લડાઇ છે. એ રવેશ લશકરમાં લડાઇનું નગારૂં કરાવીઊં, ને હર તરફથી તલાયા લોકો બાહાર નોકલીયા. રાતને વખત તુરાની લશકરમાંથી લડાઇનાં નગારાંના આવાજ નીકલીઆ, તે સાંભલીઆથી પાદશાહા કેખોસરોએભી નોજરશાહાના તુસને ફરમાવીઊં તેથી ઇરાની લશકરમાંથી ભી નગારાંના આવાજ ઊઠીયા, જેનો સોર આસમાન લગી ગયો.

---

## હેકાયત લખી છે કે, નગારૂં કરાવીઊં પાદશાહા અફરાસીઆબે અબરેબલાના નામનું તેથી પેલી તરફ પાકજાદ પાદશાહા કેખોસરોએભી લડાઇનુ નગારૂં કરવાનો હોકમ કીધો.

---

એમ કરતાં બંને લશકરોમાંથી રાતને વખત લડાઇનાં નગારાંનાં આવાજ નીકલીયા, તેથી તમામ લશકરનાં લોકો તે રાતે સુતા નહી, નેસરવે કોઈ લડાઈના સામાનની તઈઆરી કરવા લાગા. આ વખતે સરવે કોઈ જંગી જેહાનસોજની લડાઇની તારીફ કરતા હતા, કે એવો ગોરજનો જરબ લડાઇને વખત એ દેલેરે મારીયો છે, કે તેથી તેનો યાદગારી કીઆમત લગી રેહેશે. જેવારે બુઢો કારણ તે લડાઇ ગાહમાંથી જેહાનસોજ સાથે પાછો ફરી લશકરમાં આવેયો તેવારે તેની સાથે નામદાર બરજો, સરફરાજ તમુર, નામદાર તુસ, ગુરગીન, પેહેલવાન ગોદરેજ, દાનાઇ ભરેલો ગેવ, લડાએક બીજન, વગરે બીજા તમામ પેહેલવાનો એકઠા થઇને પાદશાહા કેખોસરોની દરગાહા તરફ ગયા, અને તે દાદગર પાદશાહાની દરગાહમાં મીજલસ શમારીને એકઠા બેઠા,

ને પાદશાહાના હોકમથી ખુબસુરત શાકી લોકોએ લાલ શરાબના દો ફેરવીયા. ગાએન કારોએ પરદામાંથી શરોદનો જમ જમો શુરૂ કીધો. તેની ખુસ લેહરમાં નામદાર લોકો ખુશીથી શરાબનો જામો ઊઠાવતા હતા. એમ કરતાં તે મજલેસમાં બુઢા કારણે જેહાનસોજની લડાઈની જીકર કાહાડી ને પાદશાહાને એમ કરી કહીઊં કે, "અય તાજદાર પાદશાહા, આજ રોજની લડાઈમાં અલકુસ આદોએ આપણા લશકરનાં પાંચ પેહેલવાનોને આજેજ કીધા હતા, તે પાંચો જરદ મોહોડાં લેઈ પાછા ફરી આવીયા. તે નાપાક આદીને નોજવાન જેહાનસોજે પોતાનાં એક ગોરજના જખમે કરી તેની સવારીના વરૂ સાથે કુટી નાંખીયો છે." તે વાત સાંભલીને તમામ પેહેલવાનોએ પોતાની જોબાન ખોલીને પાદશાહાને કહીઊં કે, "અય ફતેહેમંદ બખતનાં પાદશાહા, હમોએ આજ રોજે જેહાનના લેનાર જેહાનસોજનો લડાઈનો તમાસો જોયો, તેથી હમો ઘણા અજબ રહીઆ છીયે, કે એ જેહાનસોજની મીસાલનો લડાયક મરદ આપણાં લશકરમાં કોઈ બીજો છેજ નહીં. તેથી અમારી ખાતેર નોશાન છે કે, કાલ રોજે લડાઈના મેદાનમાં હર તરફનાં લશકર કીનાની સફ ખેંચશે, તે વખત નાપાકજાદો અબરેબલા લડાઈનાં મેદાનમાં આવશે, તેવારે જેહાનસોજ તે નાપાકની મરદાનગીને ખાકમાં નાંખશે. બાજે લોકો એમ કરી કેહે છે કે, તે અબરેબલા તો લડાઈને વખત ગોયા એક જેહાનની બલા છે, ને એક ભારી અજદાહાની મીસાલ લશકરને મારી પરાગંદે કરનારો છે. એવા બદકાર નાપાકને પણ એજ દેલાવર જીવથી મારશે, બાકી કોઈ બીજો પેહેલવાન એની બરાબરીનો છે નહી." એ તમામ સખુન પોતાની મીજલસના નામદારોથી સાંભલીને પાદશાહા કેખોસરોએ જેહાનસોજના બાબમાં હકતાલાના શોકરાનાં કીધા. પછે હોકમ કરીને કહીઊં કે, "તલાયા લોકો લશકરની નેગેહબાનીને વાસંતે હોસીઆરીથી જંગલની તરફ જાય, ને ખુબ ખબરદારીથી ફરે, કે એ નાપાક તુરકી લોકો એકાએક સખેખુન ઊઠાવી નહી શકે." એ રવેશ પાદશાહાનો હોકમ સાંભલીને તલાયા લોકો બાહાર નીકલીયા ને ખુબ હોશીઆરી સાથે પોતાના લશકરની આસપાસ ફરવા લાગા.



## હેકાયત લખી છે કે, બાહેર નીકલીઓ ગરદમાંથી નાપાક જાદો ગરંગાસ આદી પોતાનાં લશકર સાથે અને ખબર પામીયો નામદાર ફ્રામરજ ગરંગાસ આદીની.



હવે જેવારે નામદાર ફ્રામરજ રેઓનાં મેદાનમાંથી લશકર સાથે નીકલી ચાલીયો, તેવો રાત દન મંજલ દર મંજલ રાહા માપતો નાપાક જાદા સમીલાસની પછવાડે સોસતાનની તરફ દોડીયો જાતો હતો, અને રાત અને દીવસ રાહામાં મકાન પણ નહી કરતો હતો. એમ કરતાં તરણ રાત ને તરણ દાહાડા લગી દર મંજેલ ચાલીયો ગયો, અને ચોથા દાહાડાની બામદાદ થઈ તોભી તે નામદારે નાપાકજાદા સમીલાસની તથા તેના લશકરની કસો નીસાન દીઠી નહીં. તેવારે પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે, "મગર તે કીના ભરેલો હેરેમન નાપાકજાદો સમીલાસ પોતાનાં લશકર સાથે જમીનમાં ગરક ગયો કે શું! હું એ રવેશ સેતાબીથી દોડીયો આવું છું, પણ તે નાપાકની કસી નીશાન માલમ પડતી નથી." એવો અંદેશો કરતો પોતે સેતાબ લશકર સાથે આગલ ચાલતો હતો. એમ કરતાં જેવારે આફતાબ માથે આવીયો, તેવારે એક પાહાડની નજદીક જઇ પોહોંચીયો, તે પાહાડની આસપાસ તમામ સબજો લીલોતરી ભરેલો દીઠો. જેથી તે પેહેલવાન પોતાના લશકર સાથે રાત દન ઘણીએક મંજેલ ચાલીયો હતો, અને તેના સબબથી તમામ સવારોના ઘોડા ચાલવાથી સોસત થઇ ગયા હતા, ને રાત દન સવારોભી ઘોડાની પીઠ ઉપર બેઠાથી બતંગ આવી ગયા હતા, તેથી તે પાહાડની નજદીક આશાએસને વાસતે મકાન કીધો. સબબ તે જગોની હવા ઘણી ખાલેસ હતી, ને હર તરફ સાફ પાણીના ચસમા હતા, ને હર તરફથી ફરબે શેકારોભી દોડતા હતા, તેથી ફ્રામરજે તે જગો મકાન કીધો ને એક શખસને ફરમાવીઊં કે, "તું સેતાબ આ પાહાડ ઊપર ઊંચે ચહડી જા, ને એની બોલંદી ઉપર ઊંચો ઉભો રહી હર તરફ નેગાહ કરી રાહાના દરમેઆનમાં જો, કે સમીલાસ પોતાનાં લશકર સાથે કીઆં છે? યા કોઇ બીજો દુશમન આપણી પછવાડે આવે છે, કે નહી."

એવો હોકમ સાંભલીને પેલો સવાર ઊંચો ચહડી ગયો, ને પાહાડનાં સર ઊપર ઉભો રહીને દોદબાનની મીસાલ હર તરફ નજર કરી જોતો હતો. એમ કરતાં તે દીદબાન મરદભી રાત દન મંજેલમાં ચાલીયો, તેના સબબથી તેની આંખમાં ખોઆબે ગલબો કીધો, તેથી તે પાહાડ ઉપર ઊંઘાઇ ગયો. આથી જીઆરે આફતાબ ગરબ થયો તીઆં લગી સુઈ રહીયો, તે જયારે એક પોહોર રાતનો વખત થયો તેવારે ખોઆબમાંથી એકાએક જાગીયો, તેજ વખત સેતાબ ગભરાયલો ઊઠીને આસપાસ નજર કરી જોય શું કે, ઈરાનના રસતા ઉપર તમામ મેદાન લશકરે ભરેલું દીઠું. તેથી ગાભરો પડી સેતાબ એક પોકાર મારીને ફ્રામરોજને કહીઊં કે, "અય નામદારી ભરેલા પેહેલવાન, શેતાબ ખોઆબમાંથી બેદાર થા, સબબ કે, એક લશકર કીનાં ભરેલું ઈરાનની તરફથી સેતાબી કરતું આવી પોંહોંચીઊંછે." તેજ વખત નામદાર ફ્રામરજ સેતાબ ખોઆબમાંથી ઊઠીયો, ને પોતાનાં દેલ સાથે અંદેશો કરી કેહેવા લાગો કે "એ લશકર કોણનું હશે, ને એનો સપેહેસાલાર કોણ હશે કે રવેશ સેતાબી કરતું એ લશકર દરીઆવની મીસાલ જોશ કરતું મારી પછવાડે આવેછે." એટલું વીચારો સેતાબ પોતાના તનમાં બખતર પેહેરીઊં, ને ઘોડાની પીઠ ઊપર સવાર થઈ લશકરને હોકમ કીધો, તેથી તમામ લશકરેભી સેતાબ બંદી કીધી. પછે નામદાર ફ્રામરજ પોતે પેલા પાહાડ ઊપર પોતાનો ઘોડો હાંકીને જઈ ઊભો, ને પેલા લશકર ઊપર નેગાહ કીધી. એવામાં એક જુંડો મગરમછની સુરતનો નજર આવીયો, તે જુંડા ઉપર સાત રંગનું કપડું હતું. તેની પછવાડે બીજા વીસ જુંડા ઉડતા હતા, અને તે લશકરના વીસ હજાર સવારનો નીશાનો જણાતી હતી. તે લશકરને હરોલ એક નામદાર પેહેલવાન પાહાડની મીસાલના કીના ભરેલા અજદાહની મીસાલ ગોસાથી ચાલતો હતો. તેની પછવાડે તમામ લશકરભી કીના ભરેલું થઇ ચાલીઊં આવતું હતું. તે છતાં નામદાર ફ્રામરજે પીછાનીઓ નહી કે એ દેવની મીસાલનો પેહેલવાન તે કોણછે.

એમ કરતાં જેવારે તે કીના ભરેલું લશકર પેલા પાહાડની નજદીક આવી પોંહોંચીઊં. તેવારે તેણે જાણીઊં કે, એતો તુરાની લોકો મારી પછવાડે દોડતા આવતા દેખું કેમકે એ તુરાનીઓને મારા આવેઆ-

ની ખલલ થઈ હશે, અને તેથીજ અફ્રાસીઆબના હોકમથી એ લશકર મારો દુંબાલો પકડી આવીઉ હશે. એવો અંદેશો કરી પેહેલવાન ફ્રામરજ સેતાબ પાહાડ ઉપરથી નીચે ઊતરીયો, ને તે પાહાડની કઢણમાં પોતાના લશકર સાથે કમીગાહ કરી શેરની મીસાલ તઈઆર ઊભો, કે તે દુશમન ઉપર એકાએક કમીગાહથી નીકલીને કીનો લે. એમ કરતાં તે લશકર રાહામાંથી આવી પોંહોંચીઉં, એવામાં નામદાર ફ્રામરજે એક પોકાર સહો જાનવરની મીસાલ મારોયો, તેથી તેનું તમામ લશકર સેતાબ શેરની મીસાલ તેજ કરીને કમીગાહમાંથી બાહાર નીકલી આવીઉં, કે દુશમનના લોહીની નદી જારી કરે. તેવારે ગરંગાસનાં લશકરેભી સેતાબ તલવારો ખેંચી, ને બેહુ લશકર એકએક સાથે ભેલાઈ ગયાં, ને એક બીજા ઉપર ગોરજ તથા તલવાર મારવા લાગાં જેથી એકાએક તે જંગલમાં લડાઇનો શોર શાર ઉઠીયો, ને કોનાનાં નગારાંના આવાજ નીકલીયા. ઘોડાઓ સુરમાં આવી હરનવા લાગાં, અને દલેર સવારોની ધડ પકડના શોરસારથી જંગલના શેરભી નાહસવા લાગા. જેવારે ગરંગાસ આદીએ તે કીનાં ભરેલી લડાઈ દીઠી, તે વારે સેતાબ માઆનમાથી તલવાર ખેંચી ને ગોસાથી મોહો ઉપર કફ લાવીયો, ને શેકારી શેરની મોસાલ જાબુલી લશકર ઊપર જઈ પડીયો, ને લશકરમાંથી ઘણાએક સવારોને જીન ઉપરથી ખાકમાં નાખીયા, ને બલાનાં વાદલની મીસાલ પોકાર મારી ડાહાભા જમણી ઘોડો દપટાવતો. કબી ઘોડા કપર બેસો તલવારની લડાઇ કરતો, કબી હાથીની પીઠ ઊપર બેસી તીર અંદાજી કરતો, કબી ભારી ગોરજ ઉઠાવતો, ને કબી હાથમાં નેજો પકડી લડાઈ કરતો હતો. એ રવેશની સખત લડાઇએ કરી તે આદીએ ઇરાની લશકરમાં એક રસતાખેજ ઉઠાવી. તેનું તમામ લશકરભી તેજ મીસાલે તલવાર મારતું હતું. તે લડાઇઓમાં લોહીએ કરી તમામ જમીન લાલાને રંગની થઇ. જેવારે ફ્રામરજનું લશકર તે આદી લોકોની લડાઇથી શીકસત પામીઉં એવો મામલો ફ્રામરજે જોયો, તેવારે પોતાનો ઘોડો દપટાવતો તેની નજદીક ગયો, કેમકે તે નામદારનું દેલ તે સખત લડાઇથી જખમી થયલું હતું એમ કરતાં જેવારે ગરંગાસ આદીની નજદીક નામદાર ફ્રામરોજ જઇ પોંહોંચીયો, ને તે

ઊપર નેગાહ કરી જોયું તેવારે તે આદીને મેહસત પાહાડની મીસાલનો દીઠો. કદમાં તે નાપાકજાદો એક મનારાની મીસાલનો ઊંચો હતો, તેની બેહુ બાજુ ઉઠતી રાનની મીસાલની, તેની બેહુ આંખો બે તાશ લોહી-ની ભરેલી હતી, તેનું મોહો ગોયા લેઆનત ભરેલું દોજખ હતું, તે નાપાકના બેહુ કાન ગોયા ગેલાન શેરની બે ઢાલ હતી, અને તેનું નાક ગોયા એક પુલ બાંધેલો હતો. તે બદકેરદાર આદીના હાથનાં આંગલાં કાકડીના ખીરાની મીસાલનાં હતાં, અને તે આંગલાં ઉપર વલી વાંસલા-ની મીસાલનાં તેજ નખ હતાં, તેના તન ઊપરના બાલ ફુલાદનાં ખં-જરની મીસાલનાં ઊભા હતા. તે સાથે તે નાપાક આદીએ તનમાં બબર જાનવરનું ચરમ પેહેરેલું, ને ગરદન ઊપર એક ભારી ગોરજ પાહાડના ટુકડાની મીસાલનો પકડેલો હતો. એવા તે નાપાક ડરામણા આદીને જોઇને ફરામરોજ ઘણોએક અજબ રહીયો. ને પોતાના હોઠ દાંતમા પકડીયા ને દેલ સાથે કેહેવા લાગો કે, "મેં ઘણાએક પેહેલવાનો તથા દેવો સાથે મોકાબેલો કીધો છે; પણ આજ લગી એવો ડરામણો મરદ મેં દીઠો તો નહી." એ રવેશ અંદેશો કરીને પછે દેલમાં પાક યજ-દાંનું નામ યાદ કરીને કહીઊં કે, "અય દાદના લેનાર યજદાં હું નથી જાણતો કે, એ લડાઇમાં આકેબત શું નજર આવશે, તેથી તું એ લ-ડાઇમાં મારો યાર થઇને મને મદદ કર."

## હેકાયત લખીછે કે, મારીઓ ગયો નાપાક તોખમનો ગરંગાસ આદી નામદાર ફરામરોજના હાથ ઊપર.

એ રવેશ નામદાર ફરામરોજે પાક યજદાં પાસે મદદ માગી, ને પછે એક પોકાર નરે શેરની મીસાલ મારીને કહીઊં કે, "અય બદન-સલના આદી, તું એવાં કીનાં ભરેલાં લશકર સાથે મારી પછવાડે શા વાસતે દોડતો આવીયો છે ? અગર શું તું પોતાના જીવથી ધરાયો છે, કે તેં મારી પછવાડે કીનાથી મોહો ધરીઊં છે." એવા સખુન નામદાર ફરામરજની જુબાનથી સાંભલીને ગરંગાસ આદીએ તે નામદારના ચે-હેરા ઊપર નેગાહા કીધી, તો જોયશું કે, એક પેહેલવાન ફરાક સો

નાનો, ઉઠાવેલી ગરદનનો, આફતાબની મીસાલની ખુબસુરતીનો, યજદી નુરનો, જોરમાં કવી બાજુનો, એવો એક પેહેલવાન તેણે જોયો. તે નામદારે તનમાં પાદશાહા જમશેદનું બખતર પેહેરેલું, ને સર ઉપર ફરેદુનની કોહોલા મેલેલી, ને જેહાંન પેહેલવાન કેરસાસપનો ગોરજ ખાંધ ઉપર પકડેલો હતો, અને મહસત પાહાડની મીસાલના ઘોડા ઉપર સવાર થઇ, મરદાને મરદનો મીસાલ આવેલો હતો. એ રવેશ નામદાર ફરામરજને દબદબા ભરેલો જોઇ, તે આદી પોતાના દેલમાં કેહેવા લાગો કે, “ અફસોસ, મેં એ ફરામરજને એવો નહી જાણીઓ હતો. ગફલતીથી હું એ જંગીની પછવાડે નાવાકેફીથી દોડતો આવીયો છું; પણ એ દેલાવરના દબદબા આગલ તો હેરેમનનોભી આસરો રહે નહી. એવો એ નામદાર મરદ જબરદસત છે; વાસતે મને એવું માલમ પડે છે કે, આજરોજે હું એની ચુંગાલથી છુટશ નહી. ” એ રવેશ પોતાના દેલમાં અંદેશો કરી પોતાના જીવથી નામોશદ થયો. પછે પોતાનો સવારીનો હાથી રેલવતો જોસથી ફરામરજનો નજદીક જઇ, તે નામદાર ઉપર એક પોકાર મારીને કહીઊં કે, “ અય નામદાર તું કોણ છે, ને મારી ઊપર તુંદીથી પોકાર શા વાસતે મારે છે ? મગર તું શેરની વજનનો કરનાર બરજો છે, કે એ રવેશ લડાઇના ઘોડા ઉપર સવાર થયો છે?”

જેવાર નામદાર ફરામરોજે ગરંગાસ આદીનો જુબાનથી એવા સખુન સાંભલીયા તેવાર તેને જવાબ દીધો કે, “જેહાન પેહેલવાન રૂસતમનો નામદાર બેટો ફરામરજ તે હું છું.” જેવારે તે આદીએ તે નામદારની જોબાનથી એવો સખુન સાંભલીયો, તેવારે તે આદીએ ગોસામાં આવી કહીઊં કે, “અય ઊંધા બખતના ફરામરજ, મગર તારામાં અકલ નથી કે, એકાએક મારી સાથે લડાઇ કરવા આવીયો છે. યા અગર તું પોતાના મોહોતને તેડવાને વાસતે આવેયો છે. તું જેવા એક હજાર ફરામરોજ, તથા તારા બાપ રૂસતમ જેવા એક સો રૂસતમ મારી લડાઇમાં આવે તોબી મારો બરાબરી કરી શકે નહી.” તેવારે નામદાર ફરામરજે ગરંગાસ આદીને કીહીઊં કે, “અય નાપાકજાદા બદસુરત, કીનાના મેદાનમાં ભારી ગોરજે કરી તારી ઊમરના રોજને સીહા કરી નાખશ. તુ એક મરતબે પોતે હેરેમન હશે તોબી હું તુંને મારા ગોરજે કરી કુટી

નાખશ. અય કમબખત, તું એમ કરી ચાહતો હશે કે, એ જગોથી સેતાબી કરતો જાબુલસતાનની તરફ જઇ જેહાન પેહેલવાનના અવાનમાં જંરો તખત ઉપર બેસું; પણ હવડાં તુંને એ જગોની ખાકમાં એવો બેસાડું, કે તું ફરીથી પોતાનું વતનભો દેખશે નહી. વાસતે અય બદ નસલનાં હેરેમનજાદા, તું પોતાના વતનથી તથા બુનીઆદથી મને વાકેફ કર." તેવારે ગરંગાસ આદીએ તે નામદારનેજવાબ દીધો કે, "અય બુરા નામના સગજી, મારૂં નામ લડાયક ગરંગાસ આદી કહેછે, ને મગરેબ જમીનના મોલકમાંથી બે હીસા મોલક મારા તાબામાં છે, ને મારા તાબામાં બેસુમાર લશકર રેહેછે. તેમાં દશ હજાર મરદતો તીરઅંદાજી છે, તે મગરેબ જમીનના તમામ પેહેલવાનો ઉપર હું પાદશાહા કેહેવાઉંછું. મારા જેવો મરતબો મગરેબના મોલકમાં કોઇ બીજાને છેજ નહીં. તમામ જાદુગર લોકોનાં નામ હું જાણુંછું."

એ રવેશ કહીને પછે તલવાર ખેંચી, ને એક પોકાર શેરની મીસાલ મારીને કહીઉં કે, "અય સગજી બચા, હવડાં હું તુંને તારા ઘોડાના જીન ઉપરથી ખાકમાં નાંખુંછું." એટલું કહી તે ઉપર તેજ તલવારનો જખમ મારીયો, તેથી નામદાર ફરામરોજે પોતાના સર ઉપર ઢાલ પકડી, ને ગોસાથી પોકાર મારી પોતાની તલવારની પીઠ તેની તલવાર ઉપર એવીતો મારી, કે તે નાપાકના હાથમાંની તલવારના ટુકડે ટુકડા થઇ ગયા. પછે નામદાર ફરામરજે પોતાના નેઆગાન પાદશાહા જમશેદની તલવાર બાંધેલી હતી, તે વીજની મીસાલ મેઆનમાંથી ખેંચીને આવાજ મારી કહીઉં કે, "અય બુરા ખાનદાનના આદી, હવે મરદાનેમરદના હાથની તલવારનો જખમ સંભાલ, ને પેહેલવાન લોકોના જોરની બાજુ જો કે જાબુલી પેહેલવાનોની લડાઇ શો રવેશની છે." જેવાર ગરંગાસ આદીએ નામદાર ફરામરોજને એવો જોશ ભરેલો દીઠો, તેવારે તે આદીએ પોતાના સર ઊપર ઢાલ પકડી; પણ નામદાર ફરામરોજે તેની ઢાલ ઊપર એવોતો જખમ મારીયો, કે તેની ઢાલને કાપી ને તેના સર ઊપરની ટોપના બે ટુકડા કરી ને તેના સર ઉપર બેઠી, ને નીઆંથી ઉતરી ઊતરી તેનો સીનો કાપી ડુટી ઊપર ઊતરી, ને તેની સવારીના હાથી ઉપરના તખત સાથે હાથીનાં પણ બે ટુકડા કરી નાખીઆ. તેવાર પછે

તેના લશકર ઊપર હોમલો કીધો, તેની ગરદે કરી આસમાન ઊપર પ-રદો થયો. એમ કરતાં તે નાપાકના લશકરમાંથી ઘણાએક આદીઓને જીવથી મારીયા, ને ઘણાએકોને જખમી કીધા, તેથી તે લોકો ઊપર લ-ડાઈનો દરવાજો બંધ થયો. જેવારે તે આદીના લશકરે એવો મામલો પોતા ઉપર દીઠો, કે પોતાનો સરદાર ગરંગાસ મારીયો ગયો તેથી પોતા-નાં લશકરમાં પોતાનો સામાન લેવાભી ગયા નહી. તેઓને પોતાના જીવ સીવાય કાંઇ બીજી ચીજની દરકાર રહી નહી, ને સરવે કોઈ પરાગંદે થઈ નાહાસવા લાગા, પણ પેહેલવાન ફરામરજે તરણ કોસ લગી તેઓની પ-છવાડે પોતાનો ઘોડો દોડાવીને તેઓમાંથીભી ઘણાએક આદીઓને જી-વથી મારીઆ. તેવાર પછે પોતાનો ઘોડો પાછો ફેરવીને પોતાનાં લશક-રની તરફ સેતાબ આવી કેહેવા લાગો કે, "અય મારા નામદાર લશકર, હવે હું શું કરૂં, કે બુઢા જાલને વાસતે મારૂં દેલ ઘણું આજોરદે રેહે છે. એ નેકનામ મારા બુઢા બાપને નાપાકજાદો સમીલાસ ચોરની મીસાલ બેમાલુમ પકડી કેદ કરી પોતાની સાથે સીસતાનની તરફ લેઇ ગયોછે. મને એવું માલમ પડેછે કે સમોલાસ હાલમાં એલગારનાં જંગલ લગી જઈ પોંહોંચીયો હશે. તેથી આપણનેભી સેતાબી કરો તે નાપાકની પ-છવાડે જવું જોઇયે, કે તે નાપાક ઘણો બદ નસલનો રાહાજન છે, માટે હું સેતાબ જઇ તેનો રસતો બંધ કરૂં."

એટલું કહી તે જગોથી લશકર સાથે કુચ કરીને, રાતદન રાહાના દરમેઆનમાં મંજલ દરમંજલ ચાલતો હતો, ને એમ કરી કેહેતો હતો, કે, "મને એક સેતારેશેનાસ દાનાવ મોબેદે એમ કરી કહીઊંછે, કે એ નાપાક સમીલાસના હાથ ઉપર તું એક મરતબે કેદ પકડાશે, ને તે સ-મીલાસ જાબુલના મોલકમાં ઘણીએક ખરાબી કરશે; પણ એકાએક જેહાન પેહેલવાન રૂસતમ મગરેબ જમીનથી આવી પોંહોંચશે, તે એ નાપાક સમીલાસને પકડી એના બાપ બદજાદ એકદસતની મીસાલ સુ-લી ઊપર ચહડાવીને જાબુલી લશકર પાસે તે ઉપર તીરઅંદાજી કરાવીને સખતીથી મારશે. એ લડાઈમાં આકેબત પાદશાહ કેખોસરો ફતેહેમંદ થશે, ને ઇરાનીઓની તલવારે કરી એ તમામ દુશમનોના સર ખાકમાં પડશે. એ રવેશ મને તે નેકબખતે કહીઊં છે. વાસતે મારૂં દેલ પાક

યજદાંથી ઉમેદ ભરેલું છે. એ નાપાક સમીલાસ અગર આસમાન ઉપર જઈને પોતાનો જગો કરી સનીશચર સેતારાની પાસે બેસશે, તોભી આપણા પાદશાહનાં રોશન બખતની મદદથી તેને ખાકમાં નાખશું. યા અગર એ સમીલાસ પાહાડની અંદર જઈ ચોતાની મીસાલ બેસશે, તો ભી જેહાન પેહેલવાન રૂસતમની ચુંગાલથી છુટવાનો નથી. અગર જાદુઈએ કરી ગુમ થઈ જશે, તોભી એ આસમાનના પેદા કરનાર પાક યજદાંથી એ નાપાક છુટવાનો નથી. તે દાદગરની મદદે કરી એ બદકાર આપોઆપ જાહેરમાં આવી કેદ પકડાશે." એ રવેશ નામદાર ફ્રામરોજ પોતાનાં લશકરને કેહેતો હતો, ને રાહામાં મોરગ ઉડે તે મીસાલ લશકર સાથે દોડતો હતો.

---

## હેકાયત લખીછે કે, દાખલ થયો નાપાક તબીએતનો સમીલાસ સીસતાનમાં યાને જાબુલ શેહેરમાં અને ખબર થઈ તે વીશેની નામદાર ફ્રામરોજને.

---

હવે એ તરફ જેવારે સમીલાસ માજંદરાની અફ્રાસીઆબના હોકમથી જેમકે પાણી ઊપર કીસંતી સેતાબ ચાલે, તે મીસાલ જલદીથી લશકર સાથે સીસતાનની તરફ ગયો. તે નાપાકનું સર કીના ભરેલું, ને દેલ બુરાઈ ભરેલું હતું. એમ કરતાં જેવારે એરમંદ નદીના કેનારા ઊપર જઈ પોંહોંચીયો, તીઆંભી મકાન નહી કીધો, ને પોતાનો પાહાડની મીસાલનો ઘોડો પાણીમાં ઊતારીયો. તેવારે તેની પછવાડે તમામ માજંદરાની લશકરેભી પોતપોતાના હાથી તથા ઘોડા પાણીમાં ઊતારીયા. જેવાર નાપાકજાદો સમીલાસ પાણીમાંથી શોર શાર કરતો બાહાર નીકલીયો, તેવોજ જોસથી આગલ ચાલીયો. એમ કરતાં જેવારે સીસતાન શેહેરના દરવાજાના બોરજ ઊપરથી, દીદબાન લોકોએ એવાં ભારી જોશ ભરેલાં લશકરને દીઠું, તેવારે જાબુલની તરફ બોલંદ આવાજ મારીને કહીઊં કે, " એક સવાર બોલંદ પાહાડની મીસાલનો ભારે જોશ કરતો આવે છે, તેની પછવાડે લડાયક લશકર તરીસ હજાર કરતાંભી જીઆદે છે, ને તે તમામ લશકર લોહાંનાં બખતરમાં ગરક છે. તે લશ

કરને હરોલ નીહંગ પેકર જુંદો છે, તે ઊપર શેરની સુરત ચીતારેલી છે, ને તમામ લશકરનાં સર ઉપર તુરકી કોલાહા છે, તેથી એ નાપાકોનો એલાજ તરત કરો, અગર નહી તો તે જોસ ભરેલું લશકર આવે છે, તે શેહેરમાં દાખલ થઈ જશે." જેવારે એ ખબર જાલેજરનાં એવાનમાં થઇ, કે એક લશકર કીના ભરેલું જોસથી દોડતું આવી પોંહોંચીઊં છે. તેવારે નેક બખત રોદાબે પોતાનાં તન ઉપર લરજીને આંખમાંથી મોતીની મીસાલનાં આંજુ વરસાવી કેહેવા લાગી કે, " જુઓ તજવીજ કરો, કે એકાએક એ લશકર કોણનું આવી પોંહોચીઊં છે, અને તે શું મતલબથી આવે છે ? કોઈ આપણો પેહેલવાન તો આવતો નહી હોય. " તેવારે જસોલ લોકોએ દોડતા જઇને દીદબાનને ફરીથી પુછીઊં કે, " તું નેક રવેશથી નેગાહ કરી જો, કે એ લશકર કોણનું છે. " તેવાર દીદબાને જવાબ દીધો કે, " એ લશકર તુરાનના પાદશાહા અફરાસીઆબનું છે. તે એવું તો જોશથી ચાલીયું આવે છે કે, ગોયા કમાનમાંનો તીર જાય તે મીસાલ શેતાબીથી ચાલે છે. પણ મારા જેવામાં એવું આવે છે કે, એ લશકર એ જગો સીસતાન ઉપર લડાઇને વાસતે દોડીઊં આવે છે. " એ ખબર જશોલ લોકોએ આવીને રોદાબેને કહી. તે ખબર સાંભલીઆથી રોદાબે બાનુનોં ચેહેરો તાજાં ગોલાબનાં કુલની મીસાલનો ખીલેલો હતો, તે મેઠીનાં કુલની મીસાલનો જરદ થઈ ગયો. જેવારે એ ખબર જેહાન પેહેલવાન રૂસતમની બેહેન, ખુરશેદબાનુ નામની આફતાબને ચેહેરેની, ને માહાતાબને બદનની હતી તેણે સાંભલી તેવારે તે સેતાબ ઊઠીને તેજ વખત તમામ લડાઇનો સામાન તઇઆર કીધો, ને પોતે મરદાની બખતર તનમાં પેહેરીઊં, ને દલેર મરદનો લેબાસ લીધો. એ ખબર રૂસતમની બેટી બાનુ ગોસસપ તથા જરબાનુ એ બેઊએ સાંભલી, તેજ વખત તે બેઊ બેહેનોએ પણ પોતાના તનમાં બખતર પેહેરી, તે ઊપર લડાઇનાં હથીઆર બાંધીઆં, ને સેતાબ ખુરશેદ બાનુની નજદીક આવી, ને તે રૂપાને બદનની ખુરશેદ બાનુને મોહોબતથી કહીઊં કે, " અય નેક ચેહેરેની બાનુ, તું એવડી ગમગીન માં થા. તું એ જગો આસાએસથી બેશ, કે હમો બેહુ બેહેનો જાબુલી લશકર સાથે શેહેરમાંથી બાહાર નીકલીયે, ને તું જો કે એ તુરકી

લશકર ઉપર એવું કામ કરીએ કે, અમારી લડાઇની વાતની કાહાની જેહાનના દરમેઆનમાં કેઆમત લગી રેહે કે, તેહેમતન રૂસતમની બેટીઓભી એ રવેશ લડાયક હતી. એ રવેશ કેઆમત લગી કાહાની રહી જાય, અને આપણા ખાનદાનની તારીફ હરેક મોલકના પાદશાહો-નો મોજલસમાં થાય. એ તુરાની લશકરના તમામ મરદ લોકો છે, તેઓ ઊપર હું ઓરત એવી તો દસતબોરદી કરૂં, કે એ લોકોનાં નામ શરમ નીચે પડે, ને એ બદકારોનો દાહડો સીહા થાય, અને દગાબાજ પાદશાહ અફ્રાસીઆબની મશકેરી તમામ જેહાનના લોકો કરે."

જેવારે ખુરશેદબાનુંએ બાનું ગોસસપની જુબાનથી એ રવેશના હીમત ભરેલા સખુન સાંભલીયા, તેવારે ખુરશેદ બાનુંએ બાનું ગોસસપ ને એમ કરી કહીઊં કે, "અય તલવારની મારનારી મારી નામદારી ભરેલી પીલતન રૂશતમની દેલાવર બેટી, તું એકાએક એ શેહેરમાંથી બાહારી ના નીકલ ને સાએત એક કોટની સફીલ ઉપર ઊભી રહીને એ તુરાન, લશકરને જો, તેવાર પછે જેવું દેખે તેવું કર. એકાએક દરવાજા ખોલીને, શેહેરમાંથી બાહાર નીકલવું ખુબ નથી. કેમકે જોવામાં એવુ આવેછે, કે એ લડાઇ ઘણી સખત છે, ને એમાં આગલ બીજું કામ વધશે. તેથી તું એવડી તાકીદ મા કર. એ લશકરને સીસતાનની તરફ આવવા દે, કે અવલ આપણે જોઇએ કે એ લશકરનો સપેહેસાલાર કોણ છે, કે એકાએક પાણીના રેલાની મીસાલ બેઅકલ અફ્રશસીઆ-બની તરફથી એ તરફ દોડતો આવયો છે. એ લશકરનોભી શુમાર કાહાડીયે, કે એ લશકર કેટલુંએકછે, ને શી રવેશનું છે. અગર એ લોકો આપણી સાથે લડવા આવીઆ હશે તો શી ચીંતાછે, તેનો કસો મુ-જાકો નથી. પણ જોઇએ કે એ ફોજમાં સપેહેસાલાર કોણ છે. તેવાર પછે એ શેહેરનો દરવાજો ખોલી, તારી મેહેરબાન બેહેન જરબાનુ સાથે તુંને શેહેરમાંથી બાહેર મોકલશ, ને તારી સાથે ઘણાએક જાબુલી પે-હેલવાનો આપશ, ને જાબુલી લશકરની તુંને સપેહેસાલાર કરશ. તેવાર પછે તું શેહેર બાહાર જઇને એ દુશમનનાં લશકર સાથે લડાઇ કરજે, ને એવું કરજે કે એ લોકોમાંથો એક તન સલામત જાય નહી." એ રવેશ ખુરશેદબાનુએ દાનાઇથી દુરઅંદેશો કરી કહીઊં, તે સાંભલીઆથી બાનુ

ગોશાસપ તેની નજદીક સર નીચું કરી ફરમાબરદારીથી ખામોશ ઉભી રહી, ને તે નામદાર ખુરશેદબાનુને કસો જવાબ દીધો નહી. કારણ કે તે જગો અને વખત તકરાર કીધાનો હતોજ નહી. જેવાર ખુરશેદબાનુએ જોયું કે, બાનુ ગોશાસપે તેને કસો જવાબ દીધો નહી, તેવારે હોકમ કીધો કે, "તમામ શેહેરમાના આદમીઓ એકઠા થઈ કોટની સફીલ ઉપર ચહડીને ઊભા રેહે." એવો હોકમ ખુરશેદબાનુનો સાંભલીને શેહેરમાં મનાદી કીધી, તેથી તમામ શેહેરમાના આદમીઓ આવી કોટ ઉપર ચહડી તઇઆર ઉભા.

## હેકાયત લખીછે કે, ખબર થઈ ખુરશેદબાનું તથા જરબાનુંને નાપાક સમીલાસના આવી પોંહોંચીઆની અને લશકર તઈઆર કીધું તે બાનુઓએ.

પછે તે કોટ ઊપર તમામ જાબુલ શેહેરના લોકો હાથમાં તલવારો તથા તીર પકડી ઊભા રહયા, કે દુશમન સાથે લડાઈ કરે. તેથી તું કેહે ગોયા કેઆમતનો વખત જાહેર થયો હતો, યા ફેસાદના દરવાજાનું કોલફ ખોલીઉં હતું. તે શેહેરના આદમોઓનાં શોરશારે કરી આસમાનના કાનભી બેહેરા થઈ ગયા હતા. તમામ જાબુલમાં ગોયા જલજલો પેદા થયો હતો. તેવાર પછે ખુરશેદ બાનુએ આવાજ મારી શેહેરના આદમીઓને કહીઉં કે, "અય મારા નામદાર અને સરફરાજ લોકો, તમોએ લશકરના આવેઆથી કશી વાતે ગમગોન ના થતા, ને એ જગો ઉપર ઉસતવારીથી ઊભા રેહેજો. શા વાસતે કે દુશમનનું લશકર રાહામાંથી સેતાબ ચાલીઉં આવે છે, માટે પરથમ આપણને તેના કામથી વાકેફ થવું જોઇએ, કે એ લશકરનો સેરદાર કોણ છે ને એ લશકર કેટલુંએક છે. તે તમામ વાતથી વાકેફ થઇએ, તેવાર પછે દેલાવર બાનુ ગોશાસપને આપણું લશકર આપીને શેહેરમાંથી બાહાર કાહાડીયે, કે તે શેરની હીમતની બાનુ બાહાર જઇને એ દુશમન સાથે લડાઇનો મોકાબેલો કરે, ને એ ભારી લશકરમાંથી એક સવારને જીવતો સલામત

જવા દીએ નહી." એ રવેશ કહી હોકમ કરી ભારી પથરો મંગાવીને કોટની સફીલના કંગુરા ઉપર ગોઠવીયા, ને શેહેરની આસપાસની ખાહીમાં પાણીની નેહરો જારી કરાવી. તેથી પાણીએ કરી ખાહી ભરાઈ ગઇ, ને જેમ જેહુનની નદીમાં પાણી જોસથી મોજા મારે તે મીસાલ તે ખાહીમાં પાણી ઊછલવા લાગાં. પછે શેહેરના દરવાજા ઊસતવારીથી બંધ કરાવીયા, ને તમામ દરવાજાએ ભારી તાલાં મેલીને તેની કુંચો મંગાવીને તે કુંચીઓ નામદાર રોદાબેને હવાલે કીધી.

જેવારે એ કામ તમામ થયું, તેવારે સીસતાનની નજદીક જંગલમાં નાપાક સમીલાસ પોતાના તરીસ હજાર માજંદરાની સવાર સાથે આવી પોહોંચીયો. તેના સર ઊપર નેહંગપેકર જુંડો ઉડતો હતો, અને તેની નીચે મહસત દેવની મીસાલ સમીલાસ ઘોડાની પીઠ ઊપર સવાર થયલો હતો. તે નાપાકનું તન લોહાનાં બખતરમાં ગરક થયલું હતું. તેણે પોતાની ખાંધ ઉપર એક ગોરજ લોહાનો, પથરને તોડનાર ઊઠાવેલો હતો ને બાજુ ઊપર ચાર્ચી કમાન લટકાવેલી, ને સાહાઠ વામની કમંદ પેચદાર શેકારબંદ સાથે બાંધેલી હતી તથા તરીસ હાથનો લાંબો નેજો પોતાનાં હાથમાં પકડેલો હતો ને ગોસાથી અબરૂ ઉપર ચીન ચહડાવી હેરેમનની મીસાલ ઘોડા ઊપર સવાર થયલો હતો. એ રવેસ શાહાના દરમેઆનમાંથી નાપાકજાદો સમીલાસ દબદબા સાથે આવી પોહોંચીયો. તે નાપાકજાદો દેવ તીઆં આવીને જોવા લાગો તો, જાબુલ શેહેરના દરવાજા બંધ કીધેલા, ને કોટની આસપાસની ખાહીમાં દરીઆવની મોસાલ પાણી ભરેલાં દીઠાં. અને તમામ ભારી પથરો કોટની સફીલ ઊપર ગોઠવેલા હતા અને તમામ લશકર હાથમાં નેજા તથા તીર કમાનો પકડી તે કોટની સફીલ ઊપર ઉભેલું હતું. તે સીસતાન શેહેરના મોટા દરવાજાનાં સર ઊપર એક જરી સાએબાન ખેંચેલો, તેની રસી રેસમની હતી, અને તે ઉપર જર વાટેલો, તથા તેની મેખો રૂપાની અને થાંભા સોનાનાં હતા. તે સાએબાનને ફરતી જાહલર બેમુલાં મોતીની હતી. તે સાએબાનની નીચે સોનાની તરણ કુરસીઓ મેલેલી હતી, જે કુરસીયો ઊપર એક એક ઓરત મોડાં ઊપર બુરખા નાખીને બેઠેલી હતી. તેમાં એક ઓરત બુજોરગી ભરેલી હતી. તે નેકબખત

બાનુની ખેદમતમાં બેશુમાર ગોલામો તથા બાંદીઓ ઉભાં હતાં. તે તરણ ઓરતોમાં એક તો નામદાર બાનુ ગોસસપ, બીજી નેકબખત જરબાનું, અને તરીજી દબદબા ભરેલી ખુરશેદબાનું હતી જે બુજો-રગી ભરેલા જાલેજરની બેટી થતી હતી. તે નામદાર બાનુના હાથમાં તીર કમાન પકડેલી હતી. તે ઓરત જોવામાં તો ગોયા આસમાન ઊ-પરનો માહાતાબ હોય તે મીસાલની હતી.

જેવારે નાપાકજાદા સમીલાસ માજંદરાનીએ તે દરવાજાનાં સર ઊપર એ રવેસ ઓરતોને બેઠેલી દીઠી, તેવારે તેના દબદબાની દેહેસતે કરી તે નાપાકનો ચેહેરો જરદ થઈ ગયો. પછે પોતાના દેલ સાથે કેહેવા લાગો કે, "એ તરણ કુરસી ઉપર તરણ પેહેલવાનો બેઠા છે, તે સરકસ કોણ હશે ? ને એ દરવાજાનાં સર ઉપર એ રવેશ શાવાસતે બેઠાહશે ?" એ રવેશ અંદેશો કરી પછે એક પોકાર તેઓ ઊપર મારીને કહીઊં કે, "અય નેકાબ નાખેલા પેહેલવાનો, તમો એ રવેશ સરકસ પેલલવાનો-ની મીસાલના કોણ છો, કે એ રવેશ બેદેહેસત બેઠા છો."

## હેકાયત લખી છે કે, ગોફતેગો કીધી નાપાકજાદા સમીલાસ માજંદરાનીએ બુજોરગવાર જાલેજરની બેટી ખુરશેદબાનું સાથે.

વલી સમીલાસે એમ કરી કહીઊં કે, "અય જાબુલી મરદો તમો એવા દેલેર છો, તો મોહ ઉપર ઓરતોની મોસાલ નેકાબ શા વાસતે ના-ખી બેઠા છો ? તમો મને પીછાનતા નથી કે, નામદાર એકદસત માજં-દરાનીનો દેલાવર બેટો સમીલાસ તે હું છું. તમામ માજંદરાનનો મો-લક, જેમાં ગીલાન તથા સગસાર તથા જરજાન એ ચાર શેહેરો આવે-લાં છે તે મારા તાબામાં છે. મારી ખેદમતમાં હમેશાં એક લાખ સવાર તમામ નરે દેવની મીસાલના ધરપકડ ભરેલા કીનાની કમર બાંધીને હા-જર રેહે છે. હવડાં હું પાદશાહા અફરાસીઆબના હોકમથી તરીસ હ-જાર સવાર સાથે એ તરફ સીસતાન ઉપર આવીયો છું, કે લડાઈએ કરી એ શેહેરને વેરાન કરી, રૂસતમ તથા જાલનાં એવાનને આતશે કરી

બાલી નાખું ને જાબુલ જમીનની એવી ખરાબી કરૂં કે એ જગો આ-દમીયોની જગો વરૂ તથા શેરની વસતી રેહે. એ શેહેરના તમામ મરદ ઓરત તથા બચાં સરવે કોઇને તલવારે કરી કતલેઆમ કરી નાખું. અગર જો તમો પોતાની નેકબાઇ ચાહતા હોય, તો સેતાબ એ શેહેરનો દરવાજો ખોલો, ને તમો સરવે કોઈ તમારા શેહેરમાં જે કાંઈ નાદેર ચીજો હોય તે મારી નજદીક લાવી હદીઆ તરીકે નજર ધરો, ને મારા પાઊંને બોસ દઇ મીનતથી આજેજી કરો. તે હદીઆમાં રૂસતમનો તમામ ગંજ તથા જાલેજરનો ખજાનો તથા સામે સવારનો તમામ અસબાબ તથા જેહા-ન પેહેલવાન કેરસાસપનો જે જુનો ખજાનો છે તે તમામ મારે હવાલે કરો. અને તેનીજ સાથે તેહેમતન રૂસતમની બેહુ બેટીઓ તેમાં એક બાનુ ગોશસપ તથા બીજી જરબાનું, તથા રૂસતમની બેન જેની ખુબ-સુરતી જોઇને આફતાબભી સરમીંદો થાય છે, એવી જે જાલેજરની બેટી ખુરશીદબાનુ નામની છે, તે ઓરતો ઊપર હું ઘણો આશક છું, માટે એ તરણડે ઓરતોનેભી મારે હવાલે કરો. એ તમામ ચીજ જે મે પોતાની જુબાંએ નામ બનામ કહી, તે તમામ ચીજ લાવીને મારી નજદીક હાજર કરશો, તો પોતાના જીવને મોહોતની તલવારથી છોડવ-શો. અગર નહી તો હું પાદશાહા અફરાસીઆબના જીવના તથા મારા નામદાર બાપ દેલેર એકદસતનાં રવાનના તથા મારા ભારી ગોરજ તથા તેજ તલવારના કસમ ખાઈ હું તમોને કહું છું કે, એ જાબુલ શેહેરને મારા ઘોડાની નાલે કરી પાયમાલ કરી નાખશ ને સીસતાનમાં એક આદમીને જીવતું સલામત રેહેવા દેવશ નહી. તેમાં શું અદના કે આલા, ઓરત કે મરદ, નાનાં કે મોટાં કોઇને જીવતાં મેલશ નહી. મેં બાંગે બોલંદ પોકારી જે તમોને કહીઊં તેજ મારી મોરાદ છે, બીજી કોઈ વાતની મને દરકાર નથી."

જેવારે નેકબખત ખુરશીદબાનુએ એવા સખુન બદતોખમના સમીલાસ માજંદરાનીની જુબાનથી સાંભલીયા, તેવારે તે નેકબખત બાનુનું દેલ ગોસાએ કરી તું કહે ગોયા આતશ ભરેલું થયું. પછે કુર-સી ઊપર બેઠાં બેઠાંજ તે નાપાકને જવાબ દીધો કે, " અય હરામતો-ખમના નાપાક જાદા બદગોહર દેવ, એવી નાલાયક વાતથી પોતાની

જોબાનને લગામ રાખ, ને એવું બેહુદું બોલવાથી તારી બદજુબાનને કોતા કર, અગર નહી તો તારૂં સર એ જગોની ખાકમાં પડશે. અય નાપાક, તું શું કહે છે કે હું એ જાબુલનો મોલક પાયેમાલ કરૂં, પણ તારા જેવા હજારો બદકારો એ જગો એકઠા થાય તોભી એ જાબુલ જમીનની એક રજનેભી એલજામ પોહોચનાર નથી. તારૂં નેહેસ કદમ એ તરફ આવીઉં છે, તેથી હું નથી જાણતી કે એ બુજોરગી ભરેલી જગોને કોણ જાણે શી ખતા પોંહોચશે; એવું તારૂં નાપાક કદમ છે. પણ હવે એમ કરી જાણ કે, તું તથા બરગસતે બખતનો તારો પાદશાહા અફરાસીઆબ, એ તમો બેહુ નેહેશ સેતારેના નાપાકોનો એ જેહાનથી અસબાબ ઊઠાવી જવાનો વખત નજદીક પોંહોંચીયો છે. તે તુરાનના પાદશાહાનો જીવ હમેશે દરદ તથા રંજ તથા ગમ ભરેલો રેહેજો. શા વાસતે કે એ બેદાદગરે ઘણાએક નામદારોનાં ખુન બેગુનાહ રેડેઆં છે, અને ઘણાએક નવજવાનોને ફરેબ દેઈ ઇરાનીઓ સાથે લડાવીને તેઓને જીવથી મરાવી, પોતે રોસવા થઇ નાહાસી ગયો છે. તેજ મીસાલ તુંનેભી તે બદનઇઅતના પાદશાહે ફરેબ દઇ ગુમરાહા કરી એ જગો પોતાનો પીઆરો જાન બરબાદ કરવા મોકલીયો છે. પણ તું બેઅકલ તેના ફરેબથી સમજીઓ નહી કે, બેહુદાપણાથી દોડ. તો એ જગો આવીયો છે. અગર જો તારા મગજમાં અકલનું ગોહર હતે તો તું મારો નજદીક અદબના સખુન બોલતે, ને કોઇનોભી પાક જાદ બેટીઓનાં નામો તારી બદજુબાન ઊપર નહી લેતે. અગરચે તારા ઘરમાં બેટી નહી હશે, પણ અય નાપાકજાદા ચોર તારી માએતો કોઇની બેટી હશે ? વાસતે અય રજાલા મરદ, એવા નાલાયક સખુનો સંભાલીને બોલ. તું જાણતો નથી કે, એ જાલેજરનાં ખાનદાન ઊપર આજ દન તલક કોઇએભી દસતદરાજી કીધી નથી. તો તું બદનસલનો ચોર કોણ છે કે જેહાન પેહેલવાન રૂસતમની બેટી તથા બેહેનનું નામ લીયે, એ ઊપરથી માલુમ પડે છે કે, તારી અજલનો વખત નજદીક આવી ઊભો છે. વાસતે તું એવા બદ સખુન બોલવાથી તારા જીવને નુકશાન પોંહોંચાડશે. અય નાપાકજાદા હેરેમન, તું જાણતો નથી; પણુ એ પીલતન રૂસતમની બેટીઓ જેવારે પોતાના હાથ-

માં કીનાની તલવાર પકડે છે, તેવારે મહસત શેરના પકડનારા પેહેલવાનોથી તે બાનુઓની લડાઈની તાબેશ રાખી શકાતી નથી. તું તો જાણતો નથી પણ એ બાનુગોસસપ તો નામની ઉઠાવનાર એક પેહેલવાન છે, કે કીનાને વખત નર અજદાહાના તનની ચામડી ફાડી નાખે છે. અગર જો તે નામદાર બાનુ ગોસામાં આવશે તો, તેજ વખત તેજ તલવારે કરી તારાં તનને ખાકમાં નાખશે. વાસતે તું આ મારા સખુન સાંભલીને તારૂં મોહો એ લડાઇથી પાછું ફેરવ, ને પોતાનો જીવ બંચાવવાનો ચારો ધુંડ. ને જે રાહે તું એવડી જલદી કરતો આવેયો છે, તેજ રાહે સેતાબી કરી પાછો નીકલી જા. અગર જો તુંને પોતાના જીવ ઊપર પેઆર હોય તો અકલથી એ કામ કર. તે કરતાં જાબુલ જમીનમાં નામદારી ભરેલો બુજોરગ જાલેજર નથી, તે નામદાર તો રેનાં મેદાનની તરફ પાદશાહા કેખોસરોની ખીદમતમાં ગયો છે. તીઆં નામદાર ફ્રરામરજ, શેર મરદ બરજો, જંગી તમુર, એ તમામ પેહેલવાનો તુરાનના પાદશાહા સાથે લડે છે. તું એ રવેશ દોડતો સીસતાનની તરફ આવીયો છે, કે તે જગોનો ઓરતો સાથે લડીને જાબુલ શેહેર આશાનીથી પોતાને કબજ કરે. પણ એ વાતથી તુને ઘણી શરમ છે, કે લડાયેક પેહેલવાનોને છોડી ઓરતો સાથે લડવા આવીયો છે. પણ તું પોતાની ખરાબી કરવા શેવાએ બીજું કાંઇ જોનાર નથી."

એવા હીમત ભરેલા સખુન નામદાર ખુરશેદ બાનુની જોબાનથી સાંભલીને નાપાકજાદા સમીલાસ માજંદરાનીએ તે નામદાર બાનુંને કહીઉં કે, "અય નેકાબદાર મરદ, તું એવડી તુંદીની વાત તારી જુબાનથી કોતા કર, ને સેતાબ એ શેહેરનો દરવાજો ખોલ, ને કેરસાસપનો ખજાનો તથા સામે નરીમાનની તમામ મતા તથા દસતાન જાલની દોલત, તેહેમતન રૂસતમની બેટીઓ સાથે મારે હવાલે કર, અને જાલની બેટીને મારી નજદીક મોકલી દે, અગર નહી તો તું તથા તારૂં જાબુલ શેહેર કાંઇ રેહેશે નહીં. જેવારે એ જગોનો તમામ ગંજ ખજાણો તથા તે ઓરતોને હું એ જગોથી લેઈ જઇને પાદશાહા અફ્રરાસીઆબની ખેદમતમાં પોંહોંચાડું, તેવાર પછે તમારી તકસીર તે પાદશાહા પાસે માગી લેઇને તમારો ગુનાહા માફ કરાઊં. તમો જાણતા

નથી પણ તમારો બુઢો જાલેજર જે તમામ અનજુમનનો બુજોરગ સરદાર કેહેવાય છે, તે હમારા હાથમાં કેદ પકડાયલો છે." જેવાર નેક બખત ખુરશેદબાનુંએ બુજોરગ જાલને કેદ પડીયાની ખબર સાભલી, તેવારે તેણે તેને કહીઊં કે, "અય બદ બુનીઆદના ચોર, જેહાનના દરમેઆનમાં તારી મોરાદ બર આવતીજ નાં. અગર તું જેવા સો સમીલાસ કાં નહી આવે, પણ તુંથી એ શેહેરમાં દાખેલ થવાવાનું નથી. કોણની તાકાત છે કે એ જાબુલસતાનની તરફ વાંકી નજરે નેઘાહ કરી શકે. વાસતે તું નાહક પોતાને રંજીદે મા કર, ને પોતાની આબરૂમાં પાછો જા. હું તારા હોકમમાં નથીં, કે તુંને દરવાજો ખોલીને શેહેરમાં લેઊં." તેવારે સમીલાસે ફરીથી તાકીદ કરીને તેને કહીઊં કે, "અય મોહો ઢાંકેલા સવાર, તું સેતાબ દરવાજો ખોલ, ને એવા બેહુંદા સખુન બોલવાથી ગુજરી જા. અગરજો તું એ રવેશ સરકસીનો પેસો કરશે તો, હુંભી એક આજનો દાહડો સબર કરશ, પછે કાલ રોજે કીનાનો કમરબંધ તંગ બાંધીને મારાં લશકર સાથે એ તમારા કોટની નજદીક આવી મારા ભારી ગોરજે કરી શેહેરનો દરવાજો તોડી નાંખશ. અને તમારા જાબુલની તમામ ઓરતોને ખાક સાથે બરાબર કરી નાં-ખશ, તથા એ રૂપાને બદનની બેટીઓનેભી મારા હાથમાં લાવશ ને તુરાનના પાદશાહાના રોશન બખતની મદદથી એ શેહેરમાં કોઇને સલામત રેહેવા દેવશ નહીં. તુંને તથા રૂશતમની બેટીઓને બાંધીને તુરાનના પાદશાહની નજદીક લેઇ જવશ." જેવારે ખુરશેદ બાનુએ તેને જવાબ દીધો કે, "અય નાપાકજાદા ચોર કાલ રોજે તું લડાઇ કરશે, તેટલા વખતમાં તો જો ખોદા ચાહાશે તો તારૂ મોહોત લાવનાર, પીલતન રૂસતમ પોતાના તમામ બેટાઓ તેમાં નામનો ઉઠાવનાર ફરામરોજ, જેહાંજોય બરજો, જંગી તમુર, દેલાવર જેહાનસોજ શેરની હીમતનો જેહાનબખશ, નામદારી ભરેલો કરીમાન, દેવોને તોડનારો કેરશાસપ તથા સામ અને તોખાર એ તમામ નામદાર બેટાઓને સાથે લઇને આવી પોંહોચશે. તે નામદાર રૂસતમ પોતાના ભારી ગોરજના એક જખમે કરી તું દેવ બચાને એ તારા પાહડની મીસાલના ઘોડા સાથે જમીનમાં છુપીઓ કરી નાખશે. અય નાપાક તોખમના દેવ, તું જાણ કે એ જ-

ગો હવડાં તો અમો જેહાનપેહેલવાન રૂસતમની બેહેન તથા બેટીઓ ઓજ છઇયે." જેવારેં બદ તોખમના સમીલાસે, તે નામદાર ઓરત ની જોબાનથી એવા તેજી ભરેલા સખુન સાંભલીયા, તેવારે પોતા ઉપર પેચ ખાઇને સાયત એક દમ મારી, પછે પોકાર મારી કહીઉં કે, "અય તેજ જુબાનની ઓરતો, હું એક આજની રાત ખામોશ છું; પણ કાલે બામદાદને વખત કમર બાંધીને, પછે તમો સરવ કોઇને સજા કરશ અને એ સીસતાન શેહેરની ધુલધાણી કરી નાખી એક આદમીને જીવતો રેહેવા દેવશ નહીં, તે તમો સરવેએ ખુબ યાદ રાખવું તમો સરવ કોઈ આજરોજે ખુશી કરવી હોય તે કરી લો કે કાલરોજે મારી તલવારથી તમો કોઈ જીવતા રેહેવાના નથી." એટલું કહી તે જગોથી પોતાનો ઘોડો પાછો ફેરવી, જાબુલ શેહેરથી એક ફરસંગ દુર જઇ દેહેરા મારી લશકર સાથે એરમંદ નદીના કોનારા ઊપર મકાન કરી પડીયો. પણ તે નાપાકનું દેલ ખુરશેદ બાનુના જવાબથી ઘણું દરદ ભરેલું થયું હતું.

## હેકાયત લખીછે કે, ગોદ્રુતેગો કીધી બાનું ગોશાસપે ખુરશેદ બાનું સાથે લડાઇની તદબીરના બાબમાં.

તે રાત માહતાબે કરી સફેદ રોજની મીસાલ રોશન હતી; તેની રોશનીએ કરી તમામ જંગલ તથા પાહાડ નજર આવતા હતા. તે રાતને વખત જાબુલના કોટની સફીલ ઊપર ચોકીબાન લોકો દમ બદમ પોકાર મારતા, તેનો શોર સાર આસમાન ઉપર જતો, ને તમામ સફીલ તથા બોરજો લશકરે ભરેલા, ને જાબજા મસાલો રોશન કીધેલી એવામાં એકાએક એક સખત વા નીકલીઓ, ને આસમાન ઊપર વાદલ ઘેરાઇ આવીઊં. તે વાદલે કરી તમામ જેહાન સીહા કીરની મીસાલ થઇ ગઇ. આસમાને લડાઇને વાસતે પોતાનુ લશકર ખેંચીઊં, તેથી ખુનરેજીને વાસતે વીજલીએ મીઆનમાથી તલવાર ખેંચી, ને સીહા વાદલના તનમાંથી સફેદ રંગનું લોહી જારી થયું યાને વા, વાદલ, વીજ તથા વરસાદનો સામટો કુફારો થવા લાગો. તેથી તમામ જંગલ પાણીએ તર

થઇ ગયું, ને તે વરસાદે કરી જંગલ તથા પાહડોમાં રેલ ફરી વલી. તેના સબબથી સમીલાસનું તમામ લશકર વરસાદનાં પાણીએ કરી બુઢા આદમીની મીસાલ નાતવાન થઇ ગયું ને ધુજવા લાગું અને પવનના જોરે કરી દેહેરાની મેખો તથા રસીઓ તુટી ગઇ, તેથી દેહેરાઓ તુટી પડીઆ. તે પવન તથા વરસાદનાં તોફાને કરી હાથી તથા ઘોડાભી બતંગ આવીગયા. ને જાબુલના કોટ ઊપરથી જે પાણી પડતું તે કોટની આસપાસની ખાહીમાં જતું, તેથી તે ખાહી નદીની મીસાલ ભરાઈ ગઈ હતી.

એવી સીહા તોફાની ભરેલી રાતને વખત જેહાન પેહેલવાન રૂસતમની બેટી બાનુ ગોશસપે, ખુરશેદ બાનુને એમ કરી કહીઊં કે, "અય નામદાર બાનું, એવી ફેસાદ ભરેલી સીહારાતને વખત આપણને લશકર બાહાર કાહાડવું જોઇએ કેમકે હવડાં આપણી મોરાદ મોઆફેક આપણી ઉપર આસમાન મેહેરબાન થયો છે. તુરકી લોકોએ પોતાના મોહોતનો લેબાસ તનમાં પેહેરીઓછે, ને તે લોકોથી જમાનાએ મોહબત કાપીછે. આ રાતની વખતે આપણો દુશમન ખોઆબમાં પડેલો છે, ને તેમનું લશકર તમામ વરસાદ તથા વાએ કરી બતંગ આવેલું છે. વાસતે આપણે એ વખત તે લોકો ઊપર સબેખુન મારી, કીનાની તલવારે કરી તેઓનાં તન બેજાન કરી નાખીએ. અગર જો એ રાત આપણા હાથમાં રેહેશે, યાને વખત પોંહોંચશે તો, આપણે આપણાં લશકર સાથે જઇ સમોલાસ ઉપર સબેખુનનું આફત નાખી તે નાપાકના જીવ ઉપર જેહાન તંગ કરીયે." તેવાર ખુરશેદબાનુએ, બાનુ ગોસસપને જવાબ દીધો કે, "અય મારી નેકબખત બાનું, હમેશાં લડાઇને વખત તારો યાર પાક દાવર હોજો. તારી દાનાઇ તથા વાત ઘણી ખુબ છે, ને એવી રાતને વખત દુશમેન ઊપર સબેખુન મારવું બેહેતર છે; પણ હું એટલી વાતથી ડરૂંછું, કે જેવારે આપણું લશકર એ શેહેરમાંથી બાહાર નીકલે, ને મબાદા જમાનાની ચાલથી એ તુરકી લોકોના હાથ ઊપર મારીઊં જાય તો પછે આપણો ચારો કાંઇજ રેહે નહી; શા વાસતે કે એ તુરકી લોકોનું લશકર ઘણું જબરદસત ને લડાઇનુ કરનાર છે, અને એ નાપાક જાદો એકદસતનો બેટો સમીલાસ, જેના હાથથી ફુલાદનું લોહોડુંભી મોમનો મોશાલ નરમ થઇ જાય છે, તે ગોયા એક જંગી હાથીની

મીસાલનો કદીઅતમંદ છે, તેથી એ બદકારની નજદીક નર અજદાહનેબી ઊભો રેહેવાની તાકત નથી. બીજું એ કે અગર તું એ સમીલાસ સાથે લડશે, અને તે નાપાકના હાથથી શેકસત પામશે તો, તે બદકેરદાર દેવ સેતાબી કરતો આવીને જાબુલની ખરાબી કરશે. વાસતે હવડાં તો તું શેહેરમાંજ લશકર સાથે પનાહા પકડી બેશે તો ઘણું ખુબ છે. જીઆં લગી એ શેહેરના દરવાજા બંધ કરીને આંપણે આપણાં લશકર સાથે હોશીઆરીથી રહીયે તોઆં સુધી કોણની તાકત છે કે, એ શેહેર લેઇ શકે. તે કરતાં એ નાપાકને એ જગો આવીયાનો ખબર પાકજાદ પાદશાહા કેખોસરોને થઇ હશે, તેથી તે નેકબખત પાદશાહા દરેક પેહેલવાનને હોકમ કરી આપણી મદદે મોકલીયા વગર રેહેશે નહી. તેથી એકબી નામદાર પેહેલવાન એ જગો આપણી મદદે આવી પોંહોચશે." જેવાર નામદારી ભરેલી બાનું ગોશાસપે ખુરશેદ બાનુંથી એવા સખુન સાંભલીયા, તેવારે તે નેકબખત બાનુને એમ કરી કહીઊં કે, "અય બુજોરગ જાલેજરની નામદાર બેટી મને એવા ખબર થઇછે કે, બુજોરગવાર જાલતો એ નાપાકજાદા સમીલાસના હાથમાં કેદ પકડાયો છે. એવો ખબર મને એક દાનાવ મરદે કહીછે, તેથી મારૂં દેલ પેચોતાબમાં પડીઊં છે કે, તે નામદાર બાપની ઊપર શી રવેશાની સખતી પડતી હશે. વાસતે હું ચાહુંછું કે, એ નાપાકના બંધમાંથી હું મારા બુજોરગ બાપ જાલને છોડવું. અગર જો તું મને એ કામ કરવાથી બંધ કરશે તો હવે પછે મારે જીવવું હરામ છે, ને હું પોતાને હાથે મારૂં સર ખંજરે કરી કાપી નાખશ. શા વાસતે કે હું તે મારા બુજોરગવાર બુઢા બાપને કેદ પડેલો દેખી શકતી નથી, ને હું ગોયા તેના ગમથી દીવાની થઇછું. તે કરતાં આપણને જેહાનના દરમેઆનમાં મોટી સરમીંદગી પોંહોંચશે, ને જેહાનના લોકો એમ કરી કેહેશે કે, જેહાન પેહેલવાન રૂસતમની બેટી બાનુ ગોશાસપ એવી દેલેરને નામદાર કેહેવાતી હતી, ને એક આજંદરની પેહેલવાન પોતાનાં લશકર સાથે જાબુલસતાન ઉપર લડવા ગયો તેવાર તેથી ડરીને શેહેરના દરવાજા બંધ કરી બેઠી. એવા તાનાજાણીના સખુન મારેથી સાંખી શકાશે નહી."

## હેકાયત લખીછે કે, બાહેર નીકલી નામદાર બાનું ગોશસપ તથા જરબાનું જાબુલ શેહેરમાંથી અને જઇ પોંહોચી સમીલાસ માજંદરાનીના તજ્ઞાયાઓની નજદીક.



જેવારે ખુરશેદબાનુંએ જોયું કે, બાનું ગોશસપ એ લડાઇથી રાતને વખત પોતાનું સર ફેરવવાની નથી, ને એકાએક દરવાજો ખોલીને શેહેરમાંથી બાહાર નીકલશે, તીઆરે તેણીએ તે નામદાર બાનુંને કહીઊં કે, "અય મારી નેકબખ્ત અને માહાતાબને મોહોની બાનું ગોશસપ, જો હવડાં તારી ખાહેશ લડાઇમાં જવાની થઇ છે તો ભલું જા; પણ અવલ તું પોતાના તનમાં બખ્તર પેહેરીને પોતાનાં તનને લડાઇનાં હથીઆરે કરી દરૂસત કર, ને લડાયક શેરની મીસાલ ઘોડા ઉપર સવાર થાઇ, દેલમાંથી દેહેસતને દુર કરી, પોતાની બેહેન જરબાનુંને તારી સાથે લેઇને દુશમતની લડાઇમાં જા, કે એ જરબાનુ તારી સાથે યારીની કરનાર થાઈ પડે. અને આપણાં લશકરોમાંથી નેજાના મારનાર નામીચા દશ હજાર સવાર લેઈ જા, ને હું એ જગો સરબશાહી યાને તપાશને વાસતે રહું છું કે, એ જગો શેહેર સંભાલી બેસું. પણ એવું કરજે કે મને શેહેર મેલી લડાઇમાં આવવું પડે નહી અગર હું લડાઇમાં આવું તો નાપાકજાદો સમીલાસ, બીજે દરવાજે પોતાનાં ભારો લશકરને લેઈ સીસતાન શેહેરમાં સેતાબ દાખલ થઇ શેહેર લેઈ મેલે, તો આપણી તમામ મેહેનત બરબાદ જાય. ને આપણા બુજોરગોના વખતનું જુનું વતન હાથમાંથી જાય." જેવારે ખુરશેદબાનુંની જોબાનથી એવા નશીએતનાં સખુન નામદારી ભરેલી બાનું ગોશસપે લડાઇને વાસતે બાહાર નીકલવાની રજાના સાંભલીઆ, તેથી ખુશીએ કરી તેનું મોહો ગોલાબનાં ફુલની મીસાલ ખીલીઊં, ને સેતાબ ઊઠીને લડાઇનું બખ્તર પેહેરીઊં, ને હાથમાં પેચદાર નેજો પકડીયો, ને સર ઊપર પેહેલવાની કોલાહા મેલી, ને કમરબંધ તંગ બાંધીયો, ને બખ્તરની દામન ગેરદાની ને મોહો ઊપર નેકાબ ના-

ખાયો. તેથી તું કેહે ગોયા વાદલમાં માહાતાબ છુપાય, તે મીસાલ તેનો રોશન ચેહેરો પરદામાં ઢંકાયો.

તે નામદાર બાનુંને એ રવેશ તઇઆરીમાં જોઇ લડાયક જરબાનુંએભી બાનું ગોશસપની મીસાલ પોતાનાં તનમાં બખ્તર પેહેરીને સર ઊપર કોલાહ મેલો, ને જે રવેશ નામની ઉઠાવનાર બાનું ગોશસપ તઇઆર થઈ હતી તેજ મીસાલ તેભી તઈઆર થઈ. પછી હોકમ કીધો કે, "દુશમન ઊપર સબેખુન મારવાને વાસતે જાબુલી લશકરના ચુનંદા સવારો તઈઆર થાય." તે નામદાર બાનુંઓનો એવો હોકમ સાંભલતાં વાર તલવારના મારનારા દશ હજાર જાબુલી સવારો કમર બાંધીને તઈઆર થયા. પછે તે બેહુ બેનો સેતાબીથી તેજ ચાલના ઘોડા ઊપર સવાર થઈ, સીસતાન શેહેરનો દરવાજો ખોલી દશ હજાર સવાર સાથે શેરની મીસાલ શેહેરમાંથી બાહાર નીકલીને આગલ ચાલી.

---

## હેકાયત લખી છે કે, મારીયો ગયો સમીલાસ માજંદરાનીના લશકરનો જરંગાસ નામનો તલાયો સરદાર નામદારી ભરેલી જરબાનુંના હાથ ઊપર.

---

એમ કરતાં તે બેહુ નામદાર બાનુઓ પોતાના ખાસ લશકર સાથે સમીલાસનાં લશકરનો તરફ જઈ પોંહોંચી. તે રાતે સમીલાસનાં લશકરના તલાયાનો સરદાર જરંગાસ નામનો સમીલાસનો એક ખેશી હતો. તે જરંગાસ માજંદરાની મીસાલનો લડાયક પેહેલવાન સમીલાસના લશકરમાં બીજો કોઈ હતોજ નહી. તે નાપાકજાદો માજંદરાની તનમાં હાથીની મીસાલનો ને જોરમાં મગરમછની મીસાલનો હતો. તેની લડાઇથી હેરેમનભી આજેજ થાય એવો તે નાપાક જબરદસત પેહેલવાન હતો. તે નાપાક માજંદરાની તે રાતે પોતાનાં માજંદરાની દશ હજાર સવાર સાથે તલાયો ફરતો હતો. તેની નજદીક તે બેહુ નામદાર બાનુંઓ પોતાના જાબુલી લશકર સાથે જઇ પોંહોંચી. તેજ વખત ભારી ગોરજો ઉઠાવીને તે તલાયામાંથી ઘણાએક નામીચા પેહેલવાનોને

કુટી નાખીઆ. જેવારે જરંગાસ માજંદરાનીએ દુરથી પોતાના લશકર ઊપર એકાએક એવો સખત મામલો દીઠો, તેવાર શેતાબ વાની મોસાલ પોતાનો ઘોડો દપટાવતો જઇ, પોકાર મારીને કહીઊં કે, "એવી સીહા રાતને વખત તમો કોણ લોક છો અને એ લશકર કોણનું છે, અને એવી સીહા કીલ જેવી રાતને વખત તમો એ જગો શા વાસતે આવીયા છો, ને એ જગોથી આગલ કીઆં જવા ચાહો છો? અગર જો તમારી મરજી હમારાં લશકર ઊપર સબેખુન મારવાની હોય તો કેહો કે હવડાં હું તમોને તમારી જગો ઊપર પાછો ફેરવી મોકલું. હું એ જગો માજંદરાની લશકર ઊપર તલાયો ફરૂં છું. કોણની તાકાત છે કે એ જગો આવી શકે. અગર જો એક મરતબે હેરેમનભી સામે આવી પડે તો તેનાભી તનને ખાકમાં નાખું. હું પેહેલવાન સમીલાસનો બેશી, માજંદરાની લશકરનો સપેહેસાલાર, ગોરજનો મારનાર જરંગાસ પેહેલવાન, એ લશકર સાથે તલાયો ફરૂં છું. હું નરે શેરથીભી ડરતો નથી. અગરજો તમો લોકો એ જગો લડાઇને વાસતે આવેઆ હશો તો, એમ કરી જાણજો કે તમો પોતાના પાઊંએ ચાલીને ઘોરમાં આવીયા છો. હવડાં તમારી બાજુ બાંધીને પેહેલવાન સમોલાસની નજદીક લેઇ જાઊં, કે તે નામદાર તમોને જીવતા સુલી ઉપર ચહડાવે, તો તમામ જેહાનના દેવો તમારા આજારથી છુટે; પણ હવડાં તો તમો પોતાનાં નામ જાહેર કરી કેહો કે, હમોભી જાણીએ કે તમો લોકો કોણ છો ને એવી સીહા રાતને વખત શા વાસતે આવીયા છો?" એ રવેશ તે જરંગાસ માજંદરાની શોર કરી કેહેતો હતો, એવામાં જાબુલી લશકરમાંથી જેહાનપેહેલવાનં રૂસતમની બેટી નામદારી ભરેલી જરબાનુંએ પોતાનો ઘોડો મેદાનમાં જોહોકીયો. પછે તેજ આતશની મીસાલ ગોસાથી લડાઇમાં આવીને જરંગાસ માજંદરાની ઉપર પોકાર મારી કહીઊં કે, "હું સામેસવારના ખાનદાનનાં નામદારી ભરેલા શાશબનો બેટો શેર મરદ બરજો છું, જેહાનપેહેલવાન રૂસતમ મારો બપાવો કેહેવાય છે. આ બીજો સવાર જે મારી સાથે પાહાડની મીસાલના ઘોડા ઊપર સવાર થયલો છે, તે તેહેમતન રૂસતમનો બેટો દેવોની બાજુનો તોડનાર નામદાર ફરામરજ છે. એ નામદાર પેહેલવાન અગર ચાહે તો આસમાન

ઉપરના માહાતાબનેભી જોર લાવે. હમો બેહુ જેહાનના લેનારા પેહેલવાનો, રેયેના મેદાનમાંથી સીસતાનની તરફ આવેઆ છઇયે, કે હમારા કબીલાના લોકોની મદદ કરી તમામ તુરાનીઓને સેકસતે કરીએ." એવા સખુન તે નેકાબદારની જુબાનથી સાંભલીઆ તેથી જરંગાસ આજંદરાની ડરીયો. ને તેથી ગોયા તેનું દેલ બે ટુકડા થયું. પછે મહસત હાથીની મીસાલ જોસમાં આવીને, પોતાનો સાતસો મણનો ગોરજ ઊઠાવાયો ને એક પોકાર નરે દેવની મીસાલ મારીને જરબાનુ ઊપર હોમલો કરી, તે નેકબખત ઊપર પોતાનો ગોરજ મારીયો. તેજ વખત તે બાનુંએ પોતાના સર ઊપર ઢાલ પકડી, ને જેમકે વાદલમાં રોશન માહાતાબ છુપો થાય તે મીસાલ જરબાનું ઢાલ નીચે છુપી થઈ; પણ તે નાપેકારે તેની ઢાલ ઊપર એવો તો જોરથી ગોરજ મારીયો, કે તેના ઢપકારાએ કરી ધરતીકંપ થયો હોય તે મીસાલ જમીન ધ્રુજી, પણ તે નામદાર બાનુંના તનને કસો રંજ પોંહોંચીયો નહીં બલકે તેનું મોહો કુલની મીસાલ ખીલીઊં. પણ બેહુ લશકરનાં તમામ પેહેલવાનોના દેલમાં તો એવું ગુમાન આવીઊં કે, એ નાપાકના ભારી ગોરજે કરી જરબાનુંની આખેર આવી, એ રવેશ અંદેશો કરવા લાગા.

જેવારે જરબાનુએ તેની બાજુમાં એવો જોર દીઠો, તેવારે પોતાના દેલ સાથે કેહેવા લાગી કે, "એ નાપાક તો કીનાને વખત નર આજદાહાનો મીશાલનો દેખું." એ રવેશ દેલમાં કહીને પછે પોતાનો ગોરજ ઉઠાવીને ગોસાથી પોતાના ઘોડાને એડ મારી આજર ગોસસપની મીસાલ ઘોડો દપટાવતી જઇને એક ગોરજ એવો તો જોરથી મારીયો, કે તેના જરબે કરી જરંગાસ આજંદરાની તથા તેનો ઘોડો બેહુ જણ સાથે ખાકમાં ગેરદોપેચ થઇ પડેયા, અને તે નાપાકના તનમાંથી પલીદી ભરેલો જીવ નીકલી ગયો. તેવાર પછે તે લડાયક જરબાનુંએ તેના લશકર ઊપર હોમલો કીધો, ને જેમ સખત વાએ કરી જાહાડનાં શુકા પાતરાં ખડી પડે, તે મીસાલ પોતાની તેજ તલવારે કરી તુરકી તલાયા એનાં સર જમીન ઊપર નાખતી. એવામાં તે નામદારની બેહેન બાનું ગોસસપ પોતાનો ઘોડો દપટાવતી આવી. તેણે પોકાર મારીને કહીઊં કે, "અય મકર તથા હીલા ભરેલા સમોલાસ, તું એ તરફ જાબુલ શેહેર

ઉપર કીનાનો લડાઇ ઊઠાવીને શા વાસતે આવીયો છે ? તું નથી જાણ તો કે મહસત શેરના ગોવાલામાં બુઢી લોકડીથી બેસાય નહીં. તો તું એક નાપાક રજાલો માજંદરાની એ બુજોરગી ભરેલાં મકાનની તરફ તારાં નેહેસત કદમ લઇ આવીઓ છે; પણ તેં અજાણમાં પોતાના તન ને બલામાં નાંખીઊં છે, ને પોતાના સુતેલા મોહોતને જગાડીઊં છે. અય નાપાકજાદા ચોર, મને પીછાણતો નથી, કે હું સામ સવારના જાલેજરનો બેટો પીલતન રૂશતમ છું. હવડાં હું મગરેબ જમીનથી રાહ માપતો એ તરફ લડાઇને વાસતે આવીયો છું. તારા લશકરના તલાયા ઓનો સરદાર, જરંગાશ માજંદરાની મારા હાથ ઊપર મારોઓ ગયો છે, તે હુ તુને જણાવું છું. હવે હું એ તરફ આવીયો છુ, કે તું નાપાકજાદા ચોર"સમીલાસ ઉપર જોહાન સીહા કરી નાખું." એટલું કહી તે નામદાર બાનુંએ તુરકી લશકરમાં પોતાનો ઘોડો જોહોંકીયો, અને તેણીએ એવી તો સખત લડાઇ કીધી, કે તેની તલવારે કરી તમામ જંગલ લોહી ભરેલું થયું. જેવારે તુરકી લશકરના તલાયાઓએ એવી રસતાખેજ પોતા ઉપર દોઠી, તેવારે શેતાબ સરવે કોઇ પોતાના ઘોડાઓની લગામ ફેરવોને નાહસવા લાગા. તેઓની પછવાડે બાનુ ગોશસપ આજરગોસસપની મીસાલ ઘોડો નખાવતી જતી હતી. અને તેજ તલવારે કરી તે લોકોને ખાકમાં નાખતી હતી. તે સીહારાતને વખત તે નામદાર બાનુના હાથથી તલાયાઓ ઉપર એ રવેસ રસતાખેજ ગુજરી હતો. તે ઓના શોરશારે કરી સમીલાસના લશકરમાં ભારે ગભરાત પેદા થયો, ને શેતાબ સરવે કોઇ ગાભરા પડી ખોઆબમાંથી જાગી ઉઠયા, ને જે કોઇ દેહેરામાંથી બાહાર નોકલતા, તે લોકો તે બાનુંની તલવારે કરી ખાકમાં ઊંધા પડતા હતા.



## હેકાયત લખીછે કે, લડાઇ કીધી જેહાન પેહેલવાન રૂસ તમની બેટી દલેર બાનું ગોશાસપે તથા નામની ઊઠાવનાર જરબાનુંએ નાપાકજાદા સમી-લાસ માજંદરાનીના લશકર સાથે.



એમ કરતાં તે લડાઇના શોર શારે કરી તમામ જંગલ હલમલી રહીઉં. તું કેહે, ગોયા તે મેદાનમાં તે વખતે લોહીની નદી જારી થઇ હતી, ને તમામ મેદાન આદમીઓની લોથે કરી ભરાઇ ગયું હતું. એવી સોહા રાતને વખત તેજ તલવારના ચમકાટ તથા ભારી ગોરજના ધપકારાએ કરી તુરકી લોકો ગાભરા પડી ગયા હતા. જેવારે તે લડાઇનો શોરશાર જાબુલ શેહેરમાં ખુરશેદ બાનુએ સાંભલીઓ, તેવારે જાણીઉં કે, નામની ઉઠાવનાર બાનુઓએ બુરા જીવના સમીલાસના લશકર ઉપર સખે ખુન મારીઉ હશે. એવો અંદેશો કરી હોકમ કીધો કે, "શેહેરમાં કરેનાય તથા નગારાંના આવાજ જારી કરે." તે હોકમ સાંભલીઆથી તે રાતને વખત જાબુલ શેહેરમાંથી નગારાને કરેનાયના આવાજ નીકલીઆ, જે આસમાન લગી જઈ પોંહોંચીયા. એ શોરશારથી દરીઆના મોજા મીસાલ જમીન હાલવા લાગી, ને જમાનો જલજલા ભરેલો થયો. લડાઈના કરનારા દલેર સવારો પોકાર મારતા, તેથી જંગલના શેરો ગાભરા પડી હર તરફ નાહાસતા હતા. તે લડાઇમાં એક તરફ ઘોડાઓના હરનવાએ કરી અજાયબ તરેહનો ગોધાટ થઈ રહયો હતો. બીજી તરફ ધડ, પકડ, બાંધ, માર, સીવાય કાંઇ બીજું સંભલાતુંજ નહી હતું. ઘોડાઓની ઠોકરે કરી આદમીઓનાં સર તથા પાઉં તથા છાતી ઠપકતી હતી. "વીજની મીસાલના ચલકાતની તલવારો ચલકવા લાગી અને ભારી ગોરજો જેમ લોહાડના હથોડા એરન ઊપર પડે તે મોસાલ પેહેલવાનોનાં સર ઊપર પડતા હતા. છુટ ભાલડી તથા નેજા આદમીઓના સીનામાં લાગતા તેથી આદમીઓનાં તન ગોયા શીકમાં કબાબ પોય તે મીસાલ થઇ જતાં અને તે કાપ વાહાડથી બેશુમાર લોહી જારી થયું, તેથી તમામ મેદાને પરવાલાનો રંગ પકડોયો હતો.

એ રવેશ એક તરફથી લડાયક બાનુ ગોસસપ તે ભારી લશકર ઉપર મારે ચલાવતી હતી, તથા બીજી તરફ નોજવાન જરબાનું તુરકી લોકો ઉપર સખત આફત નાખતી હતી. એમ કરતાં સમીલાસનાં લશકરમાં એક સગસારી મરદ બદ બુનીઆદનો સગસાર શાહાનો બેટો હતો, તેભી પોતાનાં સગશારી લશકર સાથે પાદશાહા અફરાસીઆબના હોકમથી પેહેલવાન સમીલાસની યારીને વાસતે સાથે આવેલો હતો, તે નાપાકનું નામ નેહેરાસ સગસારી કેહેતા હતા. તે નાપેકાર બુરે મરદ કીનાને વખત ગોયા મોહોતનો કાસદ હતો. તે હર જગોની લડાઈમાં નામ ઉઠાવતો હતો. તે બદ તોખમનો નેહેરાસ પોતાના દેહેશમાંથી બાહાર નીકલીને પાહાડની મીસાલના ઘોડા ઊપર સવાર થયો, ને તરાંબાની નોબતની મીસાલ પોકાર કરવા લાગો. પછે ગરદન ઊપર ભારી ગોરજ ઊઠાવી, માજંદરાનના દેવની મીસાલ ગોસામાં આવીયો, ને એક ભારી લાકડું ઊઠાવીઊં, જે લાકડું ગોયા તલવારના મારનારા પેહેલવાનોનાં જીવની બલા હતી. તે લાકડાં ઊપર બે પથરના તખતા ઘણા ભારી લોહાની જંજીરે કરી બાંધેલા અને તે ઊપર સખત મેખો મારેલો હતો. તે લાકડું નેહેરાસ સગસારી પોતાના હાથમાં ઉઠાવીને તે સીહા રાતને વખત જાબુલી લોકો ઉપર કીનો લેવાને વાસતે ફરતો હતો; પણ તે રાત ઘણી સીહા હતી તેથી તે સગસારી તુરાની તથા જાબુલીને પીછાનતો નહી હતો. તેથી જે કોઈ સામે આવતું તેને ગેરદોપેચ કરી નાખતો હતો. એવામાં તે નેહેરાસનું અને જરબાનુનું સામે મલવું થયું. હવે તે નામની ઊઠાવનાર જરબાનું તો તલવાર તથા ગોરજની મારનાર હતી. તે ઓરતને નેહેરાસ સગસારીએ રાતને વખત મોહો ઊપર પરદો નાખેલી દીઠી. તેના તનમાં પાદશાહી બખતર પેહેરેલું અને તે ઊપર જરી કમરબંધ બાંધી, પાદશાહી દબદબા સાથે હતી. તેની સવારીનો ઘોડો મહસત પાહાડની મીસાલનો, તે ઉપર જવાહેરના જડાવનું જીન માંડેલું હતું, એવા દબદબા ભરેલી તલવારની મારનાર તે બાનું હતી. તે તુરકી લશકરમાં શેકારી શેરની મીસાલ જઈ પડીને તલવાર તથા ગોરજે કરી પેહેલવાનોને ખાકમાં નાખતી હતી, ને કોઈ સવાર ઊપર તલવારનો જખમ

મારતી, તેને તેના ઘોડા સાથે બે ટુકડાજ કરી નાખતી હતી. તેની તલવારેની દેહેસતે કરી તુરાની લશકર ગાભરૂં પડી ગયું હતું. જેમ કે હરન તથા ગોરખરનાં ટોલાં, શેકારી શેરને જોઇને નાહાસે તે મીસાલ તુરાની લોકોના ટોલે ટોલા તે નામદારને જોઇને નાહાસતાં હતાં.

જેવારે નેહેરાસ સગસારીએ તે નામદારને એ રવેશ જોસ ભરેલી દીઠી, તેવારે ગોસામાં આવી લડાઇનો ઘોડો તેની તરફ દપટાવીયો. તેની ગરદે કરી આસમાન ઢંકાઈ ગયો. પછે તે નેહેરાસે એક પોકાર માજંદરાનના દેવોની મીસાલ મારીને કહીઊં કે, "અય નેકાબદાર જંગી સવાર મરદ, તું એ સીહા રાતને વખત એ લશકરમા શા વાસતે આવીઓ છે ને એવી સખત લડાઇ કરીને. એ લોકો પાસે શું માગે છે? કે તેં હમારાં લશકરના ઘણાએક નામીચા પેહેલવાનોને જીવથી મારયાં છે. તારી તેજ તલવારે કરી તમામ જંગલ લોહી ભરેલું થયું છે. હમારાં લશકરની ધુલ નીકલી ગઇ છે તો શું તું દલેર સમીલાસથી ડરતો નથી? એ લશકર તો નામદારી ભરલા એકદસતના બેટાનું છે, ને તે સરફરાજ પોતે પણ એ લશકરમાં હાજેર છે, ને તું એવડી શોખી કરે છે; પણ આલમમાં મશહુર છે કે સબેખુન મારવું, તે ઓરતોનાં કામ છે, એ કામ મરદાને મરદનાં નથી. હવે તો અય દેલાવર મરદ, તું પોતાનું નામ મારી નજદીક કેહે અને તું એ રવેશ પોતાના મોહો ઉપર પરદો નાંખીને એવી સખત લડાઇ કરે છે?"

## હેકાયત લખી છે કે, રસતો બંધ કીધો નેહરાસ સગસારીએ નામવર જરબાનુંનો.

જેવારે નામદાર જરબાનુએ નેહેરાસ સગસારીની જુબાનથી એવા સખુનો સાંભેલીઆ તેવારે તેણીએ તે ઊપર પોતાની નજર ફેરવી. તીઆં જોય શું કે, એક હેરેમન બચો સામે આવી ઊભેલો અને હાથમાં એક ભારી લાકડું ઊઠાવેલું હતું, ને તનમાં બબર જાનવરનાં આમડાનું બખતર પેહેરેલું હતું. તે નાપાકનો આવાજ તરાંબાની નોબત વાગે તે મીસાલનો હતો. તેની બેહુ આંખ ખુન ભરેલી હતી. તન-

માં ભારી કોહેબેહેસતુન પાહાડની મીસાલનો હતો. તે નાપાકનું સર ભારી ગુંબજની મોસાલનું, ને તન સીહા કીરની મીસાલનું, અને મોહો હડતાલની મીસાલનું જરદ હતું. તે બદકારનાં તન ઉપરના બાલ સફેદ હતા, ને તેના મોહોડામાંથી આગલા બે દાંત હાથીની મીસાલ બાહાર નીકલેલા હતા. તેનું નાક ગોયા એક કીસતી હતી. તેની બેહુ બાજુ ગોયા બે ચેનારનાં જાહાડ હતાં. બેહુ હાથની દરેક આંગલી ગોયા કાકડીના ખીરાની મીસાલની હતી. કદમાં તે નાપાકઅદો દેવ નેવું વામ ઊંચો, ને જાડાઇમાં ચાલીસ વામ હતો ! બદસુરતીમાં તેનો ચેહેરો ગોયા હેરેમનના ચેહરાની મશકરી કરતો, કે મારા જેવી બદસુરતી તારામાંભી નથી. એવો તે નાપાક બદ ચાલનો ને બદસુરત હતો. એવા નાપાક બદજાદ દેવને જોઇ, નામની ઊઠાવનાર જરબાનુંએ દેહસત ખાધી, ને પોતાના દેલ સાથે કેહેવા લાગી કે, "એ બદજાદ નરે દેવની મોસાલનો હરામણો મરદ, એકદસતનો બેટો નાપાકજાદો સમીલાસ પોતેજ હશે. વાસતે મને સજાવાર છે કે અવલ એ નાપાકને એનુ નામ પુછું, કે એ આજારનો પોહોચાડનાર નાપાક કોણ છે."

એવો અંદેશો કરી નામદારી ભરેલી જરબાનુંએ પોકાર મારીને તેને કહીઊં કે, "અય લડાઇ ભરેલા દેવ, મારૂં નામ શેર મરદ બરજો કરી કેહે છે. કીનાને વખત મારી લડાઇમાં ભારી દેવ લોકોથીભી ઊભું રહી શકાતું નથી. જાલેજરના રૂસતમનો નબીરો સરફરાજ શોહરાબનો બેટો બરજો તે હું છું. હું એ રાતને વખત એટલા વાસતે આવોઓ છું, કે નાપાકજાદા સમીલાસનાં તનથી સર કાપી નાખું; વાસતે મને એવું ગુમાન આવે છે કે, જંગી સમીલાસ તે તુંજ છે." એવા સખુન નામદારી ભરેલી જરબાનુંની જુબાનથી સાંભલીને નેહેરાસે હસીને તે નેકાબદાર સવારને કહીઊં કે, "અય દલેર બરજો, ધર પકડ ભરેલો સમીલાસ હું નથી. હું તો નામનો ઊઠાવનાર, પેહેલવાનોને મારનાર, સગસારનો સપેહેસાલાર નામદાર નેહેરાસ છું. મારી દેહેશતથી દરીઆવનાં પાણીભી ધુજે છે ને મહસત હાથીને તો હું આશાનીથી એક ગોરખરની મોસાલે ઉઠાવી લેઊં છું. કીનાંને વખત જેહાનના દરમેઆનમાં મારો હમનબરદ કોઇ છેજ નહીં. મગર એક

સમોલાસ પેહેલવાન મારી બરાબરીનો છે. વલી મેં એવું સાંભલીઉં છે કે, તેં એ મેદાનમાં મરદાને મરદની મોસાલ મરદ લોકો સાથે ઘણી લડાઇ કીધી છે ને તું હમેશે ઇરાનીઓનો યાર થઇ, તુરાનીઓ સાથે લડે છે. વાસતે તું મને કેહે કે, તુંને એ રવેશની ઇરાનના પાદશાહા સાથે આશનાઇ કીઆંથી થઇ? અય નામદાર નેકાબ અફ્કન નરેશેરના પકડનાર પેહેલવાન, તું આવ, કે હું તુંને બેદાર બખતના દબદબા ભરેલા પાદશાહ અફ્રાસીઆબની નજદીક લેઇ જાઉં; ને તુંથી જે કાંઇ શોખી થઇ છે તેનો ગોનાહ હું પાદશાહા પાસેથી માગી લેઉં, ને તારી તમામ તકસીર માફ કરાવી, પાદશાહ અફ્રાસીઆબનાં અનજુમનમાં દબદબા ભરેલી જગો ઉપર તુંને બેસાડું. અને તુરાની અનજુમનમાં હું તુંને બુજોરગી અપાઉં. અગર જો તું મારી સાથે નહી આવી લડાઇ તથા કીનો ઉઠાવશે તો એમ કરી જાણ, કે તેં પોતાને હાથે પોતાના પેટમાં ખંજર મારીઉં, ને પોતાની ઊમરની રસી પોતાને હાથે તોડી નાખી તું પોતાનો જીવ મારા હાથમાંથી સલામત લઇ જશે નહીં. કીનાને વખત હું તારો બેહુ બાજુ બાંધી તુંને ખોઆરીથી ખેંચતો પેહેલવાન સમોલાસની નજદીક લેઇ જવશ, તે દેલાવર તેજ વખત તુને સુલી ઊપર ચહડાવશે, ને તારા તનને તીરઅંદાજી કરાવશે, અને વલી એ કામ કીધાથી જેહાનના દરમેઆનમાં હું ઘણો બુજોરગી પામશ."

એવા સખુન નેહેરાસ માજંદરાનીની જુબાનથી સાંભલીને નામદાર જરખાનુ હસી. પછે તેણે નેહેરાસને એમ કરી કહીઉં કે, "અય બેહુંદા મરદ, તું જેટલા સખુન બોલે છે તેમાંનો એક સખુનબી તારેથી બનવાનો નથી. તે કરતાં તારામાં કીનો લેવાની માહીતી કીઆં છે કે તું લડાઇમાં મારા હાથ બાંધશે; પણ તું પોતાની ખાતેર જમેથી જાણજે, કે હું સોહોરાબનો બેટો શેર મરદ બરજો છું, હું મારા ભારી ગોરજે કરી તારી ગરદન એક લેહેજામાં તોડી નાખશ. તેવાર પછે નાપાકજાદા સમોલાસ ઊપર જઇ, તે દેવબચાને જીવતો પકડી તેની ગરદનમાં રસી નાંખશ, અને મહસત હાથીની મીસાલ ખેંચતો સીસતાનની તરફ લેઇ જવશ, ને સીસતાન શેહેરના દરવાજા ઊપર તે બદ-

કારને સુલી દેવશ. અને તમામ જાબુલસતાનનાં લોકોને હોકમ કરશ, કે તે લોકો તે બુરા માજંદગની સમીલાસને સગસાર યાને પથરનો માર મારે. એ રવેશ તમો દેવ બચાએને સજાએ પોહોચાડશ કે તેથી તમારો પાદશાહા અફ્રાસીઆબ જાર જાર રોય." એવા સખત સખુન નામદાર જરબાનુની જુબાનથી સાંભલીને નેહેરાસે ગોસામાં આવી કીના ભરેલું મોહો કરીને આગલ ઘોડો દપટાવીયો. એવામાં જરબાનુએ પોતાનો ભારી ગોરજ ઉઠાવીને એક પોકાર મારી તેને કહીઊં કે, અય નાપાક-જાદા દેવ, અવલ એક જરબ તું મારા હાથનો સંભાલ, જો તું એ ગોરજના જરબથી સલામત રેહેશે, તો એમ કરી જાણજે કે જેહાનના દરમેઆનમાં તારૂં મોહોત છેજ નહીં." તે નામદાર બાનુંનું એટલું કેહેવું કે, તે નેહેરાસે પોતાનાં સર ઊપર ઢાલ પકડી. એવામાં જર-બાનુએ તે ઊપર પોતાનો ગોરજ એવો તો જોરથી મારીયો, કે તે જરબે કરી તું કેહે ગોયા તે હેરેમનની મીસાલના પેહેલવાનના પેટમાં લોહી બંધાયું! તે પોતાના તન ઊપર સાંપની મીસાલ પેચ ખાઈ કેહેવા લાગો કે, "એવા જબરદસત પેહેલવાન સાથે કામ નહી પડીઊં હતે તો બેહે-તર હતું. મે હરેક મોલકના પેહેલવાનો સાથે ઘણી સખત લડાઇઓ કીધી છે; પણ એવો લડાએક પેહેલવાન મારી ઊમરમાં મેં હરગેજ દીઠો તો નહીં."

એ રવેશ પોતાના દેલ સાથે નેહેરાસ સગસારીએ વીચાર કરી પછે શેતાબ પોતાનાં હાથમાંનું ભારી લાકડું ઊઠાવીઊં. અને બલાના વાદલ-ની મીસાલ પોકાર મારીને કહીઊં કે, "અય બુરા ખાનદાનના બુરજીગર, હવે તું એક જરબ મારા હાથનોભી સંભાલ, કે તુંને માલમ પડે કે સગસારી લોકોમાંબી એવી કઊઅત દેખું." જેવારે જરબાનુએ એવી વાત તે નેહરાસ સગસારીની જુબાનથી સાંભલીને તેજ વખત પોતાની બાજુ ઉપરથી ગીલાની ઢાલ ઊઠાવી સેતાબ પોતાનાં સર ઊપર પકડી, તેથી તું કેહે ગોયા ચઊદમી રાતનો ચંદર ઘરણના ભાવમાં ઘેરાયો હોય તે મીસાળ ઢાલ નીચે છુપી થઈ એવામાં નાપાક ખસલતના નેહેરાસ સગસારીએ પોતાનાં ઘોડાને જોલાન દેઇ પેલું લાકડું ગોફનની મીસાલ પોતાનાં સર ઊપર ફેરવી બેગોબ ત્રીઆર રીતે જરબાનુ ઊપર મારીઊં.

# હેકાયત લખીછે કે, કેદ પકડાઇ નામદારી ભરેલી જરબાનુ નેહેરાસ સગસારીની કમંદના પેચમાં.

તે નાપાકજાદા નેહેરાસના ભારી લાકડાંના જરબે કરી જરબાનુ પોતાના તન ઊપર લરજી, અને તેના દીદામાં જેહાન સીહા થઈ. તે નાપાકના ભારી જરબથી જરબાનુંની આંખમાંથી લોહીના કતરા નીકલીયા, ને તાજાં ગોલાબનાં ફુલની મીસાલનો ચેહેરો જરદ થઇ ગયો, તે ભારી જરબના આચકાથી તેના ઘોડાની કમર તુટી ગઇ, તેથી તે પાકજાદ બાનુ પોતાનાં ઘોડા સાથે જમીન ઊપર પડી, ને તેનો તેજ ચાલનો ઘોડો જીવથી મારેયો ગયો. તે જરબ મારીને સેતમગાર નેહેરાસ પોતાનો ઘોડો દપટાવતો આગલ નીકલી ગયો. જેવારે જરબાનું પોતાના તગાવર ઘોડા સાથે જમીન ઊપર પડી, તેવારે તેના બખતરની કડી તુટી ગઈ, ને તેનું તન ખાકમાં લેટીઊં. જેવારે તે નામદાર બાનુનો ઘોડો મારીઓ ગયો તેવારે જરબાનુએ ગોસામાં આવી, ને પોકાર મારી પાક દાદાર પાસે મદદ માગી. પછે પોતાનાં જોરે કરી પોતાનો પાંઊ ઘોડા નીચેથી ખેંચી કાહાડીને સેતાબ તે જગોથી ઉઠી, અને નવેસરથી ફીનો ઊઠાવી લડાઇમાં આવી. જેવારે તે સીધાં સરવની મીસાલની બાનુએ પોતાની જગોથી સર ઊઠાવીઊં, તેવારે તેને જોઈ પેલો નાપાક નેહેરાસ સગસારી તુંદીથી ઘોડો દપટાવતો પાછો આવીઓ હતો, ને ને જરબાનુને જમીન ઊપર ઊભેલી દીઠી તેથી તેનું તન લરજીઊં. પછે તે નાપાકે પોતાનાં જીનનાં શેકારબંદ ઊપરથી પેચદાર કમંદ ખોલી ને તે પાકજાદ બાનુ ઉપર નાખી, તેથી જરબાનુની ગરદન તથા બાજુ બંધમાં આવી. તે વારે નેહેરાસે પોતાનો ઘોડો પાછો ફેરવીને તે જગોથી આગલ દપટાવીઓ, કે તે નેકબખત બાનુને ખેંચતો પોતાના દેહેરાની તરફ લેઇ જાય.

જેવારે નામદારી ભરેલી જરબાનું આસમાનની ચાલથી નાપાકજાદા નેહેરાસ સગસારીના કમંદના ફાંદામાં પડી, તેવારે તેનું દેલ દરદ ભરેલું થયું. પછે પોતાના દેલ સાથે કેહેવા લાગી કે, " અય પાક યજદાં તે એ બુરાસગસારીનાં હાંથમાં મને કેદ નાખી, તેનાં કરતાં એક

મરતબે તેં મારા જીવનો ગરદ કાહાડી નાખી હતે તો બેહતર હતું. હું એ નાપાકના બંધમાં પડીછું, તેથી માહારા ખાનદાનને ઘણી શરમીં-દગી હાંશેલ થાશે." એ રવેશ પોકારતી હતી. જેવાર જરબાનુના ગોલા-મોએ એવું દીઠું કે પોતાની સાહેબ ઉપર જમાનાની ચાલથી સખતી આવી પડી, તેવાર તમામ ગોલામો હાથમાં નેજા તથા ખંજર ઊઠાવી જાબુલો ઘોડા દપટાવતા આવીને નાપાક નેહેરાશ સગસારી ઊપર હો-મલો કીધો, ને તે બદ સુરત દેવની આશપાશ ફ્રરી વલીઆ, ને ચાહીઉ કે જરબાનુને તે નાપાકનાં હાથમાંથી છોડવો. હેવો અનદેશો કરીને. ને નાપાક સાગસારી ઉપર એટલા તો નેજા તથા ખંજરનાં જરબો મા-રીયા કે તેટલા પાણીના કતરાભી જમીન ઊપર વાડલમાંથી નહી પડે તે મીસાલ નેજા તથા ખંજર તથા તીરનો વરસાદ તે નાપાક ઊપર વર-શાવોયો, પણ તે નાપાક હેરેમનની મીસાલનાં દેવને કસો આસેબ પોંહોંચીયો નંહીં. ને તે નાપાક દમબદમ બબર જાનવરની મીસાલ પોકાર મારતો તે નેકબખત બાંનુંને ખેંચવા ઉપર પોતાનો જોર કરતો હતો. જેવાર તે નાપાકે જાબુલીઓનો ગલબો એ રવેશ પોતા ઊપર દીઠો, તેવાર જરબાનુના બંધની રશી પોતાના પાઊની રાંન નીચે બાંધી, ને ઘોડાને એડ મારીને લડાઇમાં આવીયો, ને લોહીની વરસાવનાર તલ-વાર ઉઠાવી જાબુલી લશકર ઊપર મારવા લાગો. તે નાપાકજાદો જે કોઇના સર ઉપર તલવાર મારતો તે શખશને તેની સવારીના ઘોડા સાથે બે તુકડા કરતો. હેવામાં તે નેહેરાશની મદદે સગશારી લશકર આવી પોંહોંચીઉં, તે સરવ કોઇ ગોરજ તથા તલવાર ઊઠાવીને જાબુલી ઊપર જઇ પડીયા, જેથી તે મેદાનમાં જુમબેશની લડાઇ શરૂ થઇ. એમ કરતાં ઘણાએક લશકરના મુઆથી તમામ જમીન લોહીના દરીઆવન મીસાલ મોજા મારવા લાગી, ને જેમકે સખત વરસાદના કતરા વરશે તેી મીશાલ આદમીઓનાં સર જમીન ઉપર પડતાં, ને આદમી તથા ઘોડા તથા હાથીઓની લોથે કરી તે મેદાનમાં ટેકરા થયા. ને સવારોને પોતાનાં ગોડા ચલાવવાની રાહ બંધ થઇ ગઇ. ને સવારોનાં તન મેદાનમાં દ-ડીની મીશાલ ઉછલતાં ને દેલાવર પેહેલવાનોના પોકારે જમાનો ઘાભરો પડો ગઓ હતો. જેવાર હેવી સખતી ભરેલી લડાઇનો શોર શાર ત-

મામ લશકરમાં ફરી વલીઓ, તે ખબર બુજોરગ ખાનદાનની બાનુ ગોશાસપને થઇ.

---

## હેકાયત લખીછે કે, ખબર થઇ નેકબખત બાનુ ગોશાસપને દેલાવર જરબાનુના કેદ પકડાયાની.

એવામાં કેટલાક સવારોએ દોડતા આવી નામદાર બાંનુગોશાસપને ખબર કહી કે, અય તલવાર તથા ગોરજની સાહેબ, તું તો એ જગો ઉભીછે, ને તાહારી નામદાર બેહન જરબાનુ દુશમેનના હાથમા બંધ પડીછે. તેને નાપાક સગસારી લોકો ખેચતા દેવબચા સમીલાશની નજદીક લેઇ જાયછે." જેવાર બાનુ ગોશાસપે એવા સખુન શાંભલીયા, તેવાર નેતના ઝાડની મીસાલ પોતાના તન ઊપર લરજી ને પોતાનાં દેલ સાથે એમ કરી કહીઉં કે, "હવે મારૂ બખત પુરૂ બરગસતે થઈઊ, કે મારીં પીઆરી બેહેન દુશમનના હાથ ઉપર કેદ પકડાઇ. અગર જો તે નાપાક લોકો મારી બેહેનને બાંધીને સેતાબી કરતા લેઇ જશે, ને બદ કેરદારનો સમીલાશ તે નેકબખત બાનુને જોશે તો તેજ વખત તે નાપાક નેહેશશ સગસારીને તરત બખસશે, તો મારા નામદાર બાપ જેહાન પેહેલવાન રૂસતમનુ નામ શરમ નીચે પડશે, ને મને પોતાના જાન ઊપર કરી મરવુ પડશે. વાસતે હમણા બેહેતર તો એજ છે કે, તે નાપાકના હાથમાંથી પરથમ મારી બેહેનને છોડવું. એવો અંદેશો કરી પોતાના લશકર ઉપર આવાજ મારી કહીઊં કે, "અય તલવારના મારનારા મારા નામદાર લોકો, મેં એવું સાંભલીઊં કે નાપાક નેહેશશ સગશારીએ પાકજાદ જરબાનુને કમંદના પેચમાં કેદ પકડીછે. વાસતે તમો સરવ કોઇ એક મરતબે એકઠા થઇને લડાઇ કરો, હવે એ જગો સબર કીધાનું કામ નથી. જેવાર મારી બેહેનનું તન કેદમા પકડાયું છે, તો ગોયા મારૂ તન આતશની ચાહામાં પડીઊં છે." એટલું કહી પોતાનો ઘોડો આગલ દપટાવીયો, ને હરતરફથી દુશમનોનાં સર ખાકમાં નાખ-

વા લાગી, ને તલવારે કરી તુરાની તથા સગશારી લોકોના સર ઉપર આ-તશ વરસાવવા લાગી.

એમ કરતાં તે નામદાર બાનુ જોશ કરતી તુરાની લશકરમાં આ-ગલ નીકલી ગઇ તીઆં જઇ જોય શું કે, પોતાની બેહેન જરબાનુને દીઠી, કે તેની ગરદનમાં કમંદનો પેચ નાખી તે કમંદની રસો નાપાક નેહેશસે પોતાના પાઓંની રાન નીચે બાંધી છે. ને પોતાના હાથમાં ભારી લાકડુ પકડીને જાબુલી લશકર સાથે કીનાથી લડે છે. ને તેના ઘોડાની પછવાડે નેક નઇએતની જરબાનુ ખોઆરીથી ખેંચાએછે. એ રવેશ તમાશો જોઇ બાનુ ગોશસપનું દેલ બલીઓં, પછે તે બાનુએ ચા-હીઓં કે નેહેશશ સાથે લડે, ને તે નાપાકના જીવથી ગરદ કાહાડી નાખે. પણ દુરઅંદેશો કરી દાનાઇથી વીચારીઓં કે, અવલ તો જરબાનુને છોડવું, તેવાર પછે એ હેરેમન સાથે લડીને એને ખાકમાં નાખું. એ રવેશ અંદેશો કરી પોતાના ઘોડાને એડ મારી આગલ દપટાવીયો. ને સેતાબ વાની મીસાલ જઇ પોંહોંચી, ને જરબાનુની બંધની રશી ઉપર પોતાની તલવારનો જરબ મારી તે પેચદાર કમંદ કાપી નાખી, તેથી જ-રબાનુનું તન બંધમાંથી છુટું તેથી બાનુગોસશપનું દેલ ઘણું ખુશી થયું. એવામાં સરફરાજ પારેશ પરેહજગારે એક જરી લગામનો ઘોડો સેતાબ લાવીને જરબાનુને હવાલે કીધો, તેથી તે નામદાર બાનુ તે જરી જીનનાં ઘોડા ઉપર સવાર થઇ, ને લડાઈની તરફ પોતાનો ઘોડો દપટા-વીયો. ને અવલ બાનુગોશસપનીનજદીક જઇને કેહેવા લાગી કે, "અય મેહેરબાન બેહેન, તુંને પાક યજદાંની મદદ હમેશ હોજો, કે તેં આજ દને મારાં તનને સખત બંધમાંથી છોડવીઓં છે. અય મારી નામદાર બેહેન હવે તું પોતાની જગો ઉપર આશાએશથી ઉભી રેહે, કે એ ના-પાક સેતમગાર નેહેશશ સગશારીની સાથે હું લડું ને એ બદકાર સાથે એવું કરૂ કે એ નાપાક લડાઇ કરવાથી પશેમાન થાએ." તેવાર દાનાઇ ભરેલો બાનુગોશસપે પોતાની બેહેનને કહીઓં કે, "અય શેરની હીમત ની બેહેન, તું એ નાપાક સગશારીની લડાઈમાં બર આવતી નથી. કેમકે એ નાપાકજાદો લડાઇમાં ઘણો જબરદસત છે, તેથી તું જરા સબર કર, કે હુ એના મેદાનમાં જઇને એની બાજુ બાંધી, મેદાનમાં તારી નજ-

દીઠ લાગ્યું, વાસતે તું એવડી સેતાબી ના કર, ને જરા સબર પકડ." એટલું કહીને પોતાના ઘોડાને જોલાન કીધું, તેની નાલની ગરદે કરી તમામ હવા ગેરદ ભરેલી થઈ.

## હેકાયત લખી છે કે, આવી પોંહોંચી નામદારી ભરેલી બાનુગોશાસપ પોતાની બેહેન જરબાનુની મદદે ને તે નામદારે નેહેરાસ સગશારીનો રસતો બંધ કીધો.

પછે નામદારી ભરેલી બાનુ ગોશાસપે ગોસાથી એક પોકાર મારીયો જે પોકારે કરી તમામ જમીન લરજી. પછે નાપાકજાદા નેહેરાસ સગશારોનો રસતો બંધ કીધો, ને તે બદકાર સગસાર ઊપર નેધા કરી જોયું. તીઆં જોય શું કે ગોયા એક કીના ભરેલો જંગી નર અજદાહા ઊભેલો દીઠો. તે નાપાકનું કદ એવું તો ઊંચું હતું કે તેનું સર કબુદ રંગના આસમાંન સાથે જઈ લાગેલું. તે બાંનુએ ઘણાએક દેવો, તથા હબસીઓને દીઠા હતા, તેથી તેના દેલમાં કશો ડર હતો નહીં. પણ તે સગશારીને જોયાથી તે બાંનુ ઘણી અજબ રહી, ને તેનુ દેલ બે તુકડા થયું. પછે તેણે પાક યજદાનની નજદીક પોકાર મારીને કહીઊં કે, "અય દાદના લેનાર દાદગર, એ લડાઇમાં એક ભસ્તબે એ જગો મારી ઇઆરી કર, કે એ વખત એ નાપાકને જોવાથી મારા દેલમાં ડર પેદા થયો છે."

એટલું કહી પછે એક બોલંદ પોકાર મારીને કહીઊં કે, "અય બુરા આજારના દેનાર હવે હું આવી પોંહોંચી છું, કે મારા ભારી ગોરજે કરી તારા સરમાંથી મગજ કાહાડી નાખુ." જેવારે નેહેરાશ સગશારીએ એવો સખુન બાંનુગોશાસપની જોબાનથી શાંભલીયો, તેવાર સેના મોહોનીતરફ નેધા કરીને જોયું. તીઆં જોએ શું કે, એક દલેર સવાર શેરની હીમતનો દીઠો, જેણે બુલંદ પાહાડની મીસાલનાં ઘોડા ઊપર સવાર થઇ, ને ગરદન ઊપર એક ગાવીઆંનો ગોરજ પકડેલો, ને તનમાં

પાદશાહી દબદબાનું બખતર પેહેરીને પોતાના મોહો ઉપર નેકાબ નાંખેલો હતો. તે શોર તથા પોકારમાં મગરમછની મીસાલનો, તથા દબદબામાં પાદશાહાઓની મીસાલનો હતો. એ રવેશના તે નામદારને દબદબા ભરેલો જોઇ નેહેરાશ સગશારી અજબ રહીયો. ને પોતાના દેલ સાથે કેહેવા લાગો કે, "એ બુજોરગી ભરેલો સવાર કોણ હશે ? કે એના દબદબાની દેહેસતે કરી જમાંનાનું દેલભી બે તુકડા થાએ છે." એ રવેશ અનદેશો કરી પછે પુછીઊં કે, "અય દેલાવર સવાર, તું પોતાનું નામ મને કેહે, કે એ જબુલી સવારોમાં તું એવી બુજોરગી ભરેલો સવાર કોણ છે ને એવી સીહા રાતને વખત એ જગો આવી એવડો શોર પોકાર શા વાસતે કરે છે ? તેં મારાં ભારી લશકર ઊપર સબેખુન મારીને મારો ચુંગાલમાંથી દેલાવર પેહેલવાનને છોડવીયો છે, પણ તું જો કે તે દેલાવરને જે કાંઈ કરવું હતું તેનાં બદલામાં હું તુને કરી દેખાડું છું." તેવાર ગોશા ભરેલી બાંનુ ગોશાસપે તે દેવજાદાને કહીઊં કે, "અય બેહુદા મગજના બેહોશ રજાલા મરદ, તું મારૂ નામ શું પુછે છે ! અગર જો મારા નામનો એક હરફ તારા કાનમાં પોંહોંચે તો તારા તનમાંથી તેજ વખત તારો પલીદ જીવ નીકલી જાએ. ઇઆ તો તું બેહોશ થઈ તુરત પોતાના ઘોડા ઊપરથી ખાકમાં ઊંધો પડીને સાંપની મીશાલ પેચ ખાએ, અને તું પોતાનાં એ કામ કીધાથી પસેમાંન થાએ. હું તે બંદો છું, કે જેહાન પેહેલવાન રૂસતમનો બેટો, પાદશાહા કેખોસરોની દરઘાનો એક કમીનો બંદો નામદાર ફરામરોજ તે હું છું. મારો નેઆગાન બેદાર બખતનો સરફરાજ જાલેજર છે, ને મારો ભતરીજો શેરની વજનનો કરનાર બરજો છે. વાસતે અગર જો તારી ખાએશ લડાઇ કરવાની હોએ તો સેતાબ મારી મોકાબેલ આવ. પણ અવલ તુંભી પોતાનું નામ મારી નજદીક જાહેર કરી કેહે."

જેવાર નેહેરાશ સગશારોએ એવા સખુન બાંનુંગોશાસપની જુબાનથી સાંભલીયા તેવાર પોતાના દેલમાં લરજીયો. ને પોતાના દેલ સાથે કેહેવા લાગો કે, "મને એબી એક અજાએબી પેદા થાયે છે, કે એવી સીહા રાતને વખત મારી સાંમે નામદાર ફરામરજ આવી પોંહોંચીયો છે. એ સરફરાજ સરદારે તો લડાઇને વખત હેરાશ જેવા ભારી

દેવને બાંધીયો હતો, તો મારી તાકત શી કે એની સાથે હું લડાઈ કરી શકું." એવો અનદેશો કરી પછે પોકાર મારી કહીઉં કે, "અય નાદાન છોકરા, હવડાં કીનાંથી તલવારે કરી તારા તનને રેજે રેજ કરી નાંખું છું, કારણ કે તું મારા મેદાનને તથા મારા ગોરજને લાએકનો મરદ નથી." તેવાર બાંનુગોશસપે તેને કહીઉં કે, "અય રજાલા મરદ, તું એવી બેહુદી વાત માં કર, મારી લડાઇમાં તુને દસતરશ નથી, તેથી તું કેટલોએક વાર થયો ડમર કરીને પોતાનો જાન બચાવા ચાહે છે. અય બદ બુનીઆદ અને બદ અંદેશાના બદશુરત દેવ, તું સેતાબ તેજ વાની મોસાલ રાહા આપતો શીસતાનની તરફ આવીયો છે, તો તેં એટલું નહી જાણીઉં કે જેવાર પીલતન રૂસતમ એ ખબર શાંભલશે તેવાર તે નામદાર તુંદીથી આવી પોંહોંચશે. ઈઆ અગર પોતાથી નહી અવાશે તો બીજા પેહેલવાનોને પણ મોકલશે, ને તમો લોકો સાથે લડાઈ કરી ને તમારી જીંદગાંનીની આખેર લાવશે. તારા સરને ખાકમાં નાંખશે, કે ફરીથી તું કીનાનો દાહડો નજરે જોએ નહીં, એવો અનદેશો તો તેં કીધોજ નહીં. પણ તું પોતાની ખાતેરજમા રાખ, કે જેવાર પીલતન રૂસતમ એ તરફ આવશે તેવાર અવલ તો નાપાકજાદા ચોર સમીલાશનો દાહાડો સીહા કરી નાંખશે, ને તમારા તમામ લશકરને ગેરદોપેચ કરી તમો લોકોમાંથી એક શખશનેભી જીવતો સલામત જવા દેશે નહીં."

## હેકાયત લખીછે કે, લડાઇ કીધી જેહાન પેહેલવાન રૂસતમની બેટી બાનુ ગોશસપે નેહેરાસ સગસારો સાથે અને જખમી થયો સગસારી તે બાનુના હાથ ઉપર.

એ રવેશ કહીને તે પાકજાદ બાનુએ પોતાનો પેચદાર અજદાહાની મોસાલનો નેજો ઉઠાવીયો, ને કીંનાથી લડાઇની રાહા રસમ પકડી. એમ કરતાં બેહુએ એક એક ઉપર ઘોડા દપટાવીયા, તેની ગરદ બોલંદ આસમાન ઉપર જઈ પોંહોંચી, અને બેહુના નેજા એક એકનાં બખતરની કડીઓ તોડવા લાગા, તેથી તેઓનાં દેલ ગમગીન થયાં. તેઓનાં બખતર ચારણીની મીસાલ શોરાખદાર થયાં. તે બેહુ ઘાયલ કી-

નાથી ગોસા ભરેલાં હતાં. તે બેહુ જંગી સવારો પોતાના નેજા એક બીજા ઊપર મારતા તેની વચે ઢાલ ગોયા રાહાજની કરતો હતી. એમ કરતાં ઘણાએક હોમલા એક બીજા ઉપર કીધા, એવામાં નામદાર બાનુ ગોસસપે પોતાના હાથમાંનો નેજો મુકી તુરત પોતાના હાથની ચુંગાલ લાંબી કરી નેહેરાસ સગસારોના નેજા ઉપર પોતાનો પંજો મારી તેના નેજાનું સર પકડીઊં, તે તમાસો જોઇ નેહેરાસ ઘણો અજબ રહીયો. અને તે નામદારને કેહેવા લાગો કે, "અય બે અકલના સગજી, મગર તું મારી પાસે અમન માગવા ચાંહેછે; પણ હવે તો હું તારે વાસતે એવું કરૂં કે તું એ જગોથી પાછો પોતાનાં શેહેરમાં જીવતો જઈ શકે નહીં, ને બીજી મશ્તબે મરદોની લડાઇમાં આવે નહી." એવા સખુન નેહેરાસની જુબાનથી નામદાર બાનુ ગોસસપે સાંભલી તેને કહીઊં કે, અય સગસારી સીહા જીવના દેવ, અગર જો તું મરદાને મરદ છેતો તારા હાથમાંનો નેજો સંભાલી રાખ. કારણ કે હું એમ કરી ચાહુછું કે, તારા હાથમાંથી એ નેજો છીનવી લેઊં, ને તેવાર પછે તુંને એ તારા ઘોડા ઉપરથી ઊંધો ખાકમાં નાખું." તેવારે તે સગસારીએ બાનુ ગોસસપને કહાઊં કે, "અય નેકાબદાર સવાર એ કામ બનવું ઘણું મુસકેલ છે; તુંતો શું પણ મારી ચુગાલમાંથી આસમાનથીભી નેજો છીનવી લેવાય નહી, તો તું કોણ છે કે મારા હાથમાંથી નેજો છીનવો લીયે. મગરશું તારા જોવામાં હું એવો નામરદ છું, કે તુ મારા હાથમાંથી નેજો છીનવો લેવા ચાહેછે. એ નાતવાન સવાર તું એવડું ડમર નાં કર; હવડાં તું એ મેદાનમાં રોશાવા થાશે."

એ રવેશના સખુન નેહેરાસની જુબાનથી સાંભલીને નામદારી ભરેલી બાનું ગોસસપ તુંદીગાં આવી, ને એક જોર કરી, તે નાપાકના હાથમાંથી નેજો છીનવી લીધો; જેના ઘસારાથી નેહેરાસના હાથની હથેલોમાથી લોહી જારી થયું; ને તે બદસુરત સગસારી ગાભરો પડી ગયો. પછે ગોસામા આવીને નેહેરાસે મેઆનમાંથી સેતાબત લવાર ખેંચી ને બાનુ ગોસસપ ઊપર પોકાર મારી કહીઊં કે, "અય હેરેમનજાદા, હવે તું મારા હાથનો એક જખમ સભાલ." જેવારે નેકબખત બાનું ગોસસપે તે સગસારીને તલવાર ઊઠાવેલો દીઠો, તેવારે જેમ રોશાન આફ

તાબ વાદલામાં છુપાય તે મીસાલે ઢાલ નીચે પોતાનું સર પોસીદે કીધું; તેજ વખત તે નાપાકે તલવારનો જખમ તે નેકબખત બાનું ઊપર મારી યો, તેવીજ તે નામદાર બાનું પોતાના ઘોડાની પીઠ ઉપર વાંકી થઇ ગઇ, અને તુરત પોતાનો હાથ લાંબો કરી નેહેરાસ સગસારીના હાથનો પંજો પકડી લીધો. ને તે સગસારી ઊપર એક પોકાર મારીને તેના હાથ માંથી તલવાર છનવી લીધી. તે નામદાર બાનુની એવી દેલાવરી જોયાથી જંગી નેહેરાસ ઘણોએક આજોરદે થયો, ને પોતાના તન ઊપર ધ્રુજવા લાગો. એવા નામની ઉઠાવનાર બાનુગોસસપે બોલંદ અવાજે તે નાપાક ને કહીઊં કે "અય ડરામણી સુરતના દેવ, હવે તું મારા હાથમાંથી તલવાર છીનવી લે, યા નહી તો મારા હાથની તેજ તલવારનો જખમ સંભાલ." તે નામદાર બાનુંનું એટલું કેહેવું કે, લડાયક નેહરાસે પોતાનાં સર ઊપર ઢાલ પકડી તેની નીચે પોતાનું સર છુપાવીઊ; પણ તે નામદાર બાનુંએ તેની ઢાલ ઊપર તલવારનો જખમ એવો તો સાબેત મારીયો કે તે ઢાલ કાપીને તેના સર ઉપરની લોહાની ટોપ હતી તે ઉપર જખમ આવીઓ, તે ટોપને કાપીને તેના સરની ખોપરીમાં ઊતરીઓ. એવામાં તે કાફરજાદા નેહરાસે પોતાનું સર ચોરાવી લીધું, તેથી તે જખમ ખાંધ ઊપર આવીઓ, તીઆંથી છટકીને તે તલવાર નીચે ઉતરી તે તેના પાઉની રાન ઉપર લાગી, તેથી તે નાપાક સગસારીનો પાંઊ જખમી થયો, તેથી તે નાપાક પેચખાઇ લગામ ફેરવી પોતાના લશકરની તરફ નાહાસવા લાગો.

## હેકાયત લખીછે કે, વાકેફ થયો બદ તાખમનો માંજદરાની સમીલાસ જેહાન પેહેલવાન રૂસતમની બેટીઓનાં સખૈખુન મારવાની વાતથી, અને ગોસો કીધો નાપાક જાદા સમીલાસે નેહેરાસ સગસારી ઊપર.

એમ કરતાં બીજી મરતબે નામદાર બાનું ગોસસપે પોતાની બેન દેલાવર જરબાનું સાથે દુશમનના લશકર ઉપર જઇ પડી, ને જેમ ગોસ પંદનાં ટોલામાં એકાએક વરૂ આવી પડે, અને તે ટોલાની ખરાબી કરે

તે મીસાલ તુરકી તથા માજંદરાની લશકરની ખરાબી કરવા લાગાં. એમ કરતાં તે લશકરમાંથી ઘણાએક માજંદરાની તથા તુરાનીઓને મારીયા. તે બેઊ દેલાવરોની સાથે પારસ પરેહજગારભી હતો, તેણેભી બેસુમાર દુશમનોનાં સર ખાકમાં નાખીયાં. એમ કરતાં જેવારે તો આદમીઓનાં ગભરાટનો ગોલબાંગ ઘણો થયો, તે સાંભલવાથી સમીલાસ ખોઆબમાં થી જાગીયો તેથી તેણે પોતાના સવારોને પોકાર મારીને પુછીઊં કે, "એ કે આમતની મીસાલનો શોર શાર શાનો થાય છે?" તેવારે બાજે લોકોએ તેને જવાબ દીધો કે, "અય નામદાર પેહેલવાન, તુને ખબર નથી. એ જગો તો એકાએક રૂસતમનો બેટો નામદારી ભરેલો ફરામરજ, તથા શોહોરાબ નો બેટો બરજો, એ બેહુ બેદાર બખતના પેહેલવાનો આવી પોંહોંચીઆ છે. તે નામદારોએ આવતાં વાર આપણાં લશકર ઊપર કમીગાહા કરી સબેખુન ઊઠાવીઊં છે, ને પોતાના નંઆગાન જાલેજરની જોસતેજો કરે છે." એવા સખુન પોતાના આદમીઓની જુબાનથી સાંભલીને નાપાક સમીલાસ પોતાનાં તન ઊપર ધુજીયો, ને તેના મોહો ઊપરથી રંગ ઊડી ગયો, ને તેના તનમાં ગોયા તપ આવીને ગાભરો પડીને સેતાબ દેહેરામાંથી બાહાર આવી પોતાનો ઘોડો મંગાવીયો.

એવો ગભરાટ જોઇને ઘણાએક તુરાનીઓ તીઆં આવી પોંહોંચીયા. તેવારે સમીલાસે તેઓને ફરમાવીઊં કે "મસાલો રોશન કરે" તેજ વખત ઘણીએક મસાલો રોશન કીધી અને હર તરફ પોકાર મારીને નાપાકજાદા સમીલાસે પુછીઊં કે, "એવી સીહા રાતને વખત એવી સખત લડાઈ કોણે કીધી, ને આપણાં લશકર ઊપર એ સબેખુન કોણે મારીઊં?" એ રવેશ તે નાપાક પુછતો હતો, એવામાં નેહેરાસ સગસારી આવી પોંહોંચીયો. તે ફેસાદ ભરેલા સગસારીનું તન તરણ જગોથી જખમી થયલું હતું. તેના દરદથી તેનું મોહો જરદ થયલું હતું. તેને જોઈ સમીલાસે તેને પુછીઊં કે, "અય લડાયક શેર, તું તો લડાઈને વખત નરેશેર કરતાંભી બરતર છે, ને તું એકાએક એ રવેશ જખમો કેમ થયો? મગર શું તું આજે અજલના હાથમાંથી છુટો છે?" તેવારે તે સગસારીએ જવાબ દીધો કે, "અય નામદારી ભરેલા માજંદરાના પાદશાહા, તું તો જાણતો જ નથી; પણ આજ રાતને વખત એકાએક જાબુલી ફરામરજ તથા શો-

હોશબનો બેટો બરજો, આવી પોંહોંચીઆ છે, અને તે નામદારોએ આપણા લશકરની ગરદ કાહાડી નાખી છે. એ બેહુ પેહેલવાનોએ આવતાંવાર એવો તો જવાનમરદી કીધી કે, પેહેલવાન લોકોના હોશ કોશ નીકલી ગયા. અવલ તો બુરજીગર બરજો મને શાહાના દરમેઆનમાં મલીયો, મેં તેના હાથથી આપણા લશકરની ખરાબી ઘણી દીઠી, તેવારે મેં શેતાબ તેનો રસતો બંધ કીધો, ને તેની સવારોનો ઘોડો મેં હીલાએ કરી મારીયો, ને જેવો તે પોતાના ઘોડા સાથે જમીન ઊપર પડીયો તેવોજ મેં તે ઉપર કમંદ નાખી, ને તેની ગરદન તથા બાજુ મારા બંધમાં લાવીયો, ને મેં એમ કરી ચાહીઊં કે, તેને ખેંચતો તારી નજદીક લાઊં; પણ એવામાં તો એકાએક નામનો ઉઠાવનાર પેહેલવાન ફ્રામરજ તે જગો ઊપર આવી પોંહોંચીયો. તે સગજી બચાએ સેતાબ પોતાની તલવારનો જખમ મારી કમંદ ઊપર મારીને તે કાપી નાખી બુરજીગર બરજોને મારા બંધમાંથી છોડવોયો, ને ગોસાથી તેજ તલવાર ઉઠાવીને મારાં તનને જખમી કીધું, ને મારી ઉપર એવો તો તુંદીમાં આવીયો, કે તેની લડાઇની તાબેશ મારાથી રાખી શકાઇ નહીં. તેવાર તેની દેહેસતથી હું પોતાનો ઘોડો ફેરવીને આ તરફ તુંને ખબર કરવા સેતાબ આવીઓ છું. પણ તે બેહુ પેહેલવાનો તો કીનાએ કરી આપણાં લશ, કરની બેસુમાર ખરાબી કરે છે. અય નામદાર, તું તો જાણતો નથીપણ તે બે જાબુલીઓ નર અજદાહાની મીસાલના જબરદસત આપણા લશકર સાથે લડે છે. અગર તું એ જગો વાલમ લગાડશે તો, તું આંપણા લશકરમાં એક શખશનેભી જીવતો દેખશે નહીં. તું રેએનાં મેદાનમાંથી જોશ તથા ખરોશ કરતો જાબુલસતાનની તરફ લડાઇને વાસતે આવીયો છે, ઇઆ અગર તું પોતાના નામને શરમ પોંહોંચડાવાને આવીયો છે. બુજોરગ લોકો ફરમાઇ ગયા છે કે, જે કોઇ શાહાના દરમેઆનમાં જાણી જોઇને શેર તથા ચીતાના રેહેઠાણ ઉપર જઇને મકાન કરે, તે ઉપર જમાનો જારબેજાર જારી કરે. તે મીસાલ તેં પોતાને પગે ચાલી આવીને શેર લોકોની જગો ઊપર જાણી જોઇને મકાન કીધો છે."

જેવાર નાપાક તબીએતના સમીલાસે તે નેહેરાશ સગસારીની જુબાનથી એવા સખુન શાભલીયા, તેવાર તું કેહે ગોયા સમીલાસ તે

વખતે પોતાને ભુલી ગયો હતો. તે નાપાકે ગોસાથી એક પોકાર મારીને નેહરાશને કહીઊં કે, "અય નામદાર તું એવી બેહુદી વાત ના બોલ, જોવામાં આવીઊં કે તું બીજા પેહેલવાનોનાં કરતાં ઘણો બેશરમ તથા બેઈમાન છે. તું જેવો નાહીમત સવાર, પાદશાહા અફ્રાસીઆબના લશકરમાં કોઈ બીજો હશે નહીં. અય કમબખત તેં પોતાના બુજોરગ શેદાદ આદીનું નામ સરમ નીચે નાંખીઊં, ને મારા નામને પણ સરમ પોંહોંચાડી. અય બેઅકલ ઉછાછલા નાદાન, તું દુશમનની નજદીક જરા ભી સબર કરી ઉભો નહીં. અય ઊંધા બખતના બેહીમત હીચકારા, એવી સીહા રાતને વખત એકાએક બુરજીગર બરજો તથા સગજીને તોખમનો ફરમરજ એ જગો કીહાંથી આવે ? તે બેહુ પેહેલવાનો તો રયેનાં મેદાનમાં પાદશાહ કેખોસરોની દરબાહામાં તે પાદશાહાની નજદીક છે, અને તે જગો બેશીને ખુશીથી શરાબ પીયે છે. વાસતે મને એવું માલમ પડે છે કે, પેહેલવાનો જે મરદાં મરદીનાં કામ કરેછે, તે બેહુ નામદારો જેહાન પેહેલવાન રૂસતમની બેહુ બેટીઓ હશે. તેમાં એક નામની ઊઠાવનાર બાનું ગોશસપ, તથા બીજી શેર ની હીમતની જરબાનું, એ બેહુ બેહેનો પોતાનાં મોહો ઉપર પરદા નાંખીને પોતાનાં નામ બદલી એ રવેશ લડાઈ કરે છે. અય કમબખત, તું એક સગજીને તોખમનાં રૂસતમની બેટીને હાથનો જખમ ખાઈ એ રવેશ નાહાઠો આવીયો છે, તે જોવામાં એવું આવે છે કે, તું મદર એક ઓરત કરતાંભી હીચકારો છે. વાસતે હવે આજ પછે તું પોતાના સર ઉપરથી મરદીની કોલાહા ઊતારીને ઓરતોની મીસાલ ચાદર ઢાંકી, પોસીંદે તન થાજે." એટલું કહી ગોશાથી તલવાર ઉઠાવીને તે નેહેરાશ સગસારી ઉપર ક્રોનાથી મારી ને તે સગસારીને તેજ તલવારે કરી પોતાને હાથે ગરદન મારીયો; ગોયા તે નેહેરાશનો પોતેજ શમીલાશ મુદઈ થઇ બેઠો હતો.



## હેકાયત લખીછે કે, ગયો નાપાકજાદો એકદસતનો એઠો સમીલાસ જે જગો જેહાન પેહેલવાન રૂસતમની બેટીઓ લડાઇ કરતી હતી તે મેદામનાં લડાઈ કરવાને વાસતે.

તેવાર પછે નાપાક તબીયતનો સમીલાસ સેતાબ પોતાનો ઘોડો મંગાવીને સરકસ શેરતો મીસાલ સવાર થયો, ને પોતાના લશકરને આ વાજ મારીને કહીઊં કે, "તમો લોકો પોતાના દેલમાં ચીતાની મીસાલ હીમત લાવી, કીનાને વાસતે બખતરની દામન ગેરદાનો ને આજ સીહા રાતને વખત દુશમનો ઉપર તલવાર મારો, તમો સરવે કોઈ મારી પછવા ડે બેદેહેશત ચાલીઆ આવો, ને મારા હાથની ખુનરેજીનો તમાસો જુઓ." એ રવેશ પોતાના લશકરને દેલાસાના સખુન કહીને સમીલા સ પોતાનાં ભારી લશકર સાથે તે બેઊ નામદાર બાનુંઓની લડાઈમાં ગયો. એમ કરતાં જેવારે નાપાકજાદો સમીલાસ તે લડાઈમાં જઈ પોં હોંચીયો. તીઆં જઈ જોયશું કે, જેહાન પેહેલવાન રૂસતમની બેહુ બેટીઓને દીઠી, જે બેહુ નામની ઉઠાવનાર બાંનુઓએ પોતાનાં સર ઊપર ગીલાની ઢાલ પકડેલી હતી અને એલમાસની તલવારે કરી તુરા ની તથા માજંદરાની લશકરને બરહમ મારતી હતી. અને દુશમનોનાં લોહીએ કરી તમામ જમીન ગોયા, જેહુનના દરીઆવની મીસાલની કીધી હતી. એરવેશાની મરદાનગીનો તમાસો તે બેહુ બાંનુઓના હાથનો જોઈને, નાપાક જાદો સમીલાસ દરદ ભરેલો થયો. ને પોતાનાં તન ઉપર સાપની મીસાલ મરોડાઈ, દેલ સાથે કેહેવા લાગો કે, "હવે મારો દાહાડો પુરો સીહા થયો એવું મને લાગે છે." એ રવેશ કહીને પછે એક પોકાર કલેજાના જોરથી મારીયો, ને કહીઊં કે, "હવે એક લડાઇ એવી તો કરૂં, કે તેની દેહેસતે કરી આસમાનભી જમીન ઉપર પડે." એ રવેશ કહીને પછે તે બેહુ બાનુંઓને એમ કરી કહીઊં કે, "અય નાપાક જાદી સગજીને તાખમની ઓરતો, તમો એવી સીહારાતને વખ ત મારા પેહેલવાનો પાસે શું માગો છો? હવે તો હું તમારા જાનનો લે

નારો પેહેલવાન સમોલાસ આવી પોંહોંચીયો છું, કે તમારા તનમાંથી પલીદ જીવ કાહડી નાખું. કારણ કે તમોએ આજ રાતને વખત મારાં લશકરમાં ઘણી ખરાબી કીધી છે, ને જે કોઈ નામીચા પેહેલવાનો હતા તેઓને જીવથી મારીયાછે તેનો બદલો લેઊં." જે વારે શેરની હીમતની નામદાર બાનુંએ સમીલાસને એ રવેશ બોલતો દીઠો, તેવારે પોતાનો ઘોડો દપટાંવતી તે નાપાકની નજદીક ગઈ, અને દેવ જાદા સમીલાસનો રસતો બંધ કીધો. તે નામદાર બાનુંએ પોતાના હાથમાં એક ભારી ગોરજ પાહાડનો તોડનાર પકડેલો હતો.

એમ કરતાં જેવારે લડાઈના મેદાનમાં સમોલાસની બરાબર તે નામદાર બાનું આવી ઉભી, તેવારે અંદેશાએ કરી તેનો ચેહેરો જરદ થયો, ને તેના રોસન રોજે ગોયા સીહાઈ પકડી. તે બાનુંએ સમીલાસને દીઠો કે, તે એક હેરેમનની મીસાલનો ઘોડા ઉપર સવાર થયલો, તેનું મોહો ગોસા ભરેલું અને કીનાથી અબરૂ ઉપર ચીન ચહડાવેલાં હતાં. તે નાપાકને જોવાથી આદમી જાદનું દેલ દરદે કરી ગેરફતાર થાય તે નાપાકે પોતાનાં તનમાં ચીતાના ચરમનુ બખતર પેહેરેલું હતું અને તે ઉપર સીહાશાલનો સાહેઓ પેહેરી, તે ઉપર શોરબ સકલાતનો કોરતો પેહેરેલો હતો. ને ખાંધ ઉપર ભારી પાહાડની મીસાલનો ગોરજ ઉઠાવેલો, તેની પછવાડે તમામ માજંદરાની દેવો ઘોડા ઊપર સવાર થઇ ચાલતા હતા. તે સમીલાસે પોતાના હાથમાં એક નેજો તરીસ વામ કરતાંભી લાંબપો પકડેલો હતો, તથા સાહાઠ વામની કમંદને સાહાઠ પેચ દેઈને શેકાર બંધ સાથે લટકાવેલી હતી, જેથી તું કેહે ગોયા દોજખમાંથી હેરેમન બાહાર નીકલીને લડાઈ કરવાને વાસતે તે જગો આવીઓ હતો. જેવારે નામદાર જરબાનુંએ સમીલાસને એરવેશનો દીઠો તેવારે અજબ રહીને દાંતમાં હોટ પકડીને દેલ સાથે કહીઉં કે, "એ નાપાક દેવની મીસાલના સવારની લડાઈમાં તો એક મરતબે મારો બાપ પીલતન રૂસતમભી બરાબરી કરી શકે નહીં! એ નાપાક તો જેહાનમાં અજબ એક બલાછે. અગર જો એ નાપાક દેવની લડાઇમાંથી આજ રોજે હું છુટું, તો આજ પછે લડાઈની ખાહેશ કોઈ બીજા પેહેલવાનો સાથેભી, એકાએક કરૂં નહીં."

"એ રવેશ પોતાનાં દેલ સાથે અંદેશો કરીને પછે તે નોજવાન બેટીએ એક પોકાર મારીને તેને કહીઉં કે, "અય સીહા જીવના નાપાકજાદા બદસુરત દેવ, તું અવલ પોતાનું નામ મારી નજદીક કેહે કે હું તુંને પીછાણું, કાંકે, આજ રોજે મારી તલવાર તારાં લોહીની પીઆસી થઇ છે." તેવારે સમીલાસે તેને કહીઉં કે, "મારૂં નામ તલવારનો મારનાર દેલેર સમીલાસ માજંદરાની કરી કેહેવાય છે, અને મારા ભારી ગોરજથી અલબોરોજ પાહાહબી ધુજે છે. મારો બાપ નામદાર એકદસત માજંદરાની કરી કેહેવાતો હતો, જેના કામથી તમામ જીહાન દરદ ભરેલી હતી. મારો નામદાર ભાઇ જે જોરમંદ છે, તેને શેરપોસ હોજબર અફકન કરી કહે છે. લડાઈમાં મારી બરાબરીનો કોઇ પેહેલવાન છેજ નહીં. વાસતે અય સરકસ પેહેલવાન હવે તું પોતાનું નામ મારી નજદીક કેહે, કે તું એ રવેશ પોતાના મોહોડાં ઊપર નેકાબ નાખી શા વાસતે આવીયો છે ને તું કોણ છે? અને શું મતબલને વાસતે તું પોતાના મોહો ઊપર નેકાબ નાખી આવીયો છે, વાસતે સેતાબ તારાં મોહોડાં ઊપરથી પરદો ઉઠાવ, કે હું તુંને પીછાણું. અગર તું નર અજદાહ હશે તોભી મારી ચુંગાલમાંથી છુટવાનો નથી. એજ તારાં તનમાંનુ બખતર તારૂં કફન થશે, ને એ મેદાનની ખાક તારૂં દોખમું થશે. હવે સેતાબ તું પોતાનું નામ મારી નજદીક જાહેર કરીને કેહે, કારણ કે હવે પછે તો તારૂં નામ આ જેહાનમાંથી ગુમ થશે."

જેવારે સરફરાજ જરબાનુંએ એવા સખુન નાપાકજાદા સમીલાસની જુબાનથી સાંભલીયા, તેવારે તે ઉપર એક પોકાર મારીને કહીઉં કે, "અય નાપાક દેવની સુરતના બદકાર, હું તો નામનો ઊઠાવનાર શેર મરદ બરજો છું, ને નામદાર શોહોરાબ જેણે લડાઇનાં મેદાનમાં જેહાન પેહેલવાન રૂસતમને-આજેજ કીધો હતો, તે નામદારનો હું દેલાવર બેટો છું. હું લડાઇને વખત હેરેમનના તનને મારા ગોરજે કરી કુટી નાખું છું. હું પાકજાદ પાદશાહા કેખોસરોના હોકમથી નામદાર ફરામજનો સાથે એ તરફ આવીયો છું. મેં તારાં લશકર ઊપર કમીગાહા કરી એ મેદાનની જમીન લાલાને રંગની કીધીછે; પણ હવેતો તેજ તલવારે કરી તારા તનનાં બે ટુકડા કરી નાંખશ." એ સખુન નામદારી ભરેલી જર-

બાનુંની જુબાનથી સાંભલીને શમશેરનો મારનાર સમીલાસ હસીયો, ને તે નામદાર બાનુંને કહીઊં કે, "તું એવડી લાફ ના માર, તું એમ કરી જાણે છે કે, એ સમીલાસ મારો ભેદ જાણતો નથી. પણ મેં તો અવલથીજ તુંને પીછાંણીછે, કે તું સગજીને તોખમના રૂસતમની બેટી છે. તું મને નેહેરાસ સગસારીની મીસાલનો બેઅકલી ના જાણતી. અય બદ ગોહર, તું બરજો નથી, બરજોને તો મેં ઘણી મરતબે લડાઇનાં મેદાનમાં દોડેલો છે, ને લડાઇ પણ તેની સાથે ઘણી મરતબે કીધી છે. તે શેરની વજનનો કરનાર તો પાહાડની મીસાલનો મરદ છે, તે નામદારે પોતાના ભારી ગોરજે કરી તેહેમતન રૂસતમની બાજુ તોડી નાખી હતી, ને દુશમન લોકોનો તમામ સરંજામ તેના હાથથી બરબાદ ગીયો હતો. તું તેનું નામ પોતા ઊપર શા વાસતે રાખે છે. તે લડાયક પેહેલવાન તો હવડાં રેયેના મેદાનમાં પાદશાહા કેખોસરોની ખેદમતમાં હાજેર છે, તે નામદાર એક રાતમાં મારી પછવાડે કીઆંથી આવી પોંહોંચીયો! તું જોકે હું હવડાં તારાં તનથી સર જુદું કરૂછું, કે ફરીથી એવું જુઠું તું હરગેજ બોલે નહીં. તું તો હીલા ભરેલા જાદુગર જાલના રૂસતમની બેટીછે, મેં સાંભલીઊં છે કે, તે સગજીને બે બેટીછે, તે ગોયા બે લડાઇ ભરેલા નરે શેરછે, તે બેહુ બેટીઓમાં એકનું નામ બાનુંગોસસપ તથા બીજીનું નામ જરબાનું છે. વાસતે તે રૂસતમની બે બેટીઓમાંની તું કઇ બેટીછે તે મને કેહે તેવારે પછે હું તારી સાથે લડાઇ કરૂં." જે વારજર બાનુંએ તે દેવની જુબાનથી એવા સખુન શાંભલીયા, તેવારે જાણીઊં કે એણે મને પીછાણી લીધી. તેથી ગોસામાં આવીને તે નામદાર બાનુંએ કહીઊં કે, "અય હરામજાદા દેવ, હું જેહાન પેહેલવાન રૂસતમની બેટી જરબાનું છું, એ નામ જાહેરકીધાથી મને કસી એબ નથી. હું પીલતન રૂસતમની નામદાર બેટી જરબાંનું છું. મેં ઘણાએક પેહેલવાનો સાથે લડાઇ કીધી છે, ને તારા જેવા હજારો બદકાર દેવોને મારી તેજ તલવારે કરી ખાક બરાબર કોધા છે."



## હેકાયત લખી છે કે, લડાઈ કીધી જેહાન પેહેલવાન રૂસતમની બેટી નામદારીભરેલી જરબાનુંએ સમીલાસ માજંદરાંની સાથે અને જખમ ખાધો તે નામદાર બાનુંએ સમીલાસના હાથથી.

વલી નામદાર જરબાનું સમીલાસ માજંદરાનીને કેહેતી હતી કે, "અય ઊંધે બખતના દેવ, જે વખતે હું મારા હાથમાં લોહીનો વરસાવનાર તેજ તલવાર પકડું છું તેવારે તું જેવા સો સમીલાસને એક લેહેજામાં મારૂં છું." એટલું કહીને પોતાના ઘોડાને એડ મારી આગલ દપટાવીયો, અને તલવાર ઊઠાવી નરે શેરની મીસાલ પોકાર મારી કહીઊં કે, "અય બદ ખશલતના બુરા ચોર માજંદરાનો, હવે તું મારા હાથનો એક જરબ સંભાલ." તે નામદાર બાનુંનો સખુન સાંભલનાં વાર સમીલાસે પોતાનાં સર ઊપર ઢાલ પકડી, જે ઊપર નામદાર બાનુંએ બેઅખતીઆર તલવાર મારી. એવામાં સમીલાસે પોતાની ઢાલ વાંકો કીધી, તેથી તે તલવારનો જખમ ઢાલનાં ફુલ ઊપર લાગો, તેમાંથી આતશના સોલા નીકલીયા, પણ તેજ વખતે જરબાનુંની તલવારના તુકડે તુકડા થયા, તે તમાસો જોઈને જરબાનુએ પોતાનાં તન ઊપર પેચ ખાધો, ને તેનું દેલ પાશની મીસાલ લરજીઊં. પછે સમીલાસે પોતાની એલમાસને રંગની તલવાર ખેંચી, અને એક પોકર મસત શેરની મીસાલ મારીને કહીઊં કે, "અય પીલતન રૂસતમની બેટી, હવે તું એક જરબ મારા હાથનો સંભાલ." તેજ વખત તે નોજવાન બાનુંએ પોતાનાં સર ઊપર ઢાલ પકડી, પણ પોતાના દેલ સાથે નામોરાદ થઈ. અને વીચાર કરવા લાગી કે, એ નાપાક સમીલાસતો લડાઇને વખત મસત મગરમછનેભી ખાતરમાં લાવતો નથી, એવા અંદેશામાં તે હતી. તેવામાં નાપાક સમીલાસે પોતાના ઘોડાને જોલાન દેઈ ફેરવતો આવીને જરબાનુંનો ઢાલ ઉપર તલવાર મારી, તેથી તેની ઢાલના બે તુકડા કરી નાખીયા. તેવારે જરબાનુંએ જાણીઊં કે, એની તલવાર મારાં સરમાં લાગશે તો મારા સર

થી તે કમર લગી બે તુકડા કરી નાંખશી; એવો અંદેશો કરી સેતાબ કુદીને ઘોડાની દુમચી તરફ બેઠી, પણ તે બાજંદસનના દેવની તલવાર ઘોડાની પીઠ ઊપર આવી લાગી, તેથી તે ઘોડાની પાખર કપાઇ, તે જંગી ઘોડાનું સર તનથી દુર થયું, અને તેથી તે ઘોડો જમીન ઉપર પડીયો. તેની સાથે નામદાર જરખાનુંભી જમીન ઊપર પડી, તેથી તેનું મોહોડું જખમો થયું. તેવારે નાપાકજાદા સમીલાસે પોતાનો ઘોડો તે જગોથી આગલ ચલાવીને એક પોકાર બાહારનાં વાદલની મીસાલ મારીયો, તેનો આવાજ સાતમા આસમાન ઊપર જે સનીશચર સેતારો છે તીઆં જઈ પોહોંચીયો! જેવારે જરખાનુંના ગોલામોએ પોતાની સાહેબજાદી ઉપર એ રવેશાની રસતાખેજ દીઠી, તેવારે સરવ કોઇએ પોતાના હાથમાં ગોરજ તથા તલવારો પકડીને પોતાના ઘોડા દપટાવતા આવી નાપાક સમીલાસ ઊપર હીમલો કીધો. એવામાં નામદાર પારેસ પરેહેજગારે સેતાબ એક ઘોડો સોનાની લગામ સાથેનો જરખાનુંની નજદીક લાવીંહાજેર કીધો, ને તે નેકબખત બાનુંને તે જંગી ઘોડા ઉપર સવાર કરો જાબુલી પેહેલવાનોને હવાલે કીધી. તેવાર પછે તે નામદારભી કીનાનો તલવાર ઊઠાવી, શેકારી શેરની મીસાલ જાબુલી પેહેલવાનો સાથે લડાઇમાં આવયો, અને તુરાની તથા બાજંદરાનીઓ ઊપર રસતાખેજ ગુજારવા લાગો. અને બીજી તરફથી નાપાક સમીલાસ પોતાની તેજ તલવાર જે જાબુલી સવારનાં સર ઊપર મારતો, તેને સરથી તે કમર લગી બે તુકડા કરી નાખતો. તે નાપાકનાં દેલમાં કોઇનો ડર હતોજ નહી, તેથી જેમકે ગોસપંદના ગોઆરામાં શેર ફરે તે મીસાલ જાબુલી લશકરમાં બેદેહેસત ફરતો હતો. એમ કરતાં જાબુલીઓમાંથી ઘણાએક સવારોને જીવથી મારોયા ને બાકી જે કોઇ જીવતા રહીયા તે જીવ લઈ નાહસવા લાગા.



## હેકાયત લખીછે કે, આવો પોંહોંચી ઓબારેક કદમની બાનું ગોસસપ સમીલાસ માજંદરાનીની સામે અને રસતો બંધ કીધો તે નામદાર બાનુંએ દેવજાદા સમીલાસનો.

એવામાં એકાએક એક ભારી પોકાર નીકલીયો તેણે કરી પાહાડ નાં દેલભી ફાટી ગયાં. તું કેહે ગોયા એકસો પેહેલવાન એકઠા થઇ પોકાર મારે એવો તે પોકાર નીકલીયો હતો. તે દેહેસત નાક પોકારમાંથી એવો અવાજ નીકલીયો કે, " અય બરગસતે બખતના હરામજાદા ચોર હવે હું તારો અજલનો દોરી આવી પોંહોંચી છુ. ને હુ તારા તનને તાબુતના તખતા ઉપર હમણાં બંધાઊંછું." તે સખત પોકાર સાંભલવાથી સમીલાસનું દેલ પારાનો મીશાલ ધુજીઊં, ને તેના હાથ તલવાર મારવાથી સુસત થઇ ગયા. પછે સમીલાસે મેદાનની તરફ નેગાહ કીધી તીહાં જોયશું કે, એક સવારને મગર મછની મોસાલ પોકારતો દીઠો. તે સવાર પાહાડની મીસાલના ઘોડા ઉપર સવાર થયલો હતો, અને તેના દબદબાની દેહેસતે કરી જમીનમાં લરજો પેદા થયો હતો. તે દેલાવર સવારે એક પેચદાર નેજો સાપની મીસાલનો પોતાના હાથમાં પકડેલો હતો અને જેહેરી પાણીની તલવાર હમેલમાં ખોશેલી હતી તથા શેકારબંધ ઉપર સો પેચનો કમદં લટકાવેલી હતી, કે જે કમંદના પેચે કરી જંગી હાથીનેભી ખેંચી શકાય. તે નામદારે પોંતાનાં તનમાં પાદશાહી બખતર પેહેરી તે ઊપર જરી કમરબંદ બાંધેલો હતો, તથા સર ઉપર ફીરોજાના જડાવની કોલાહ મેલીને સાતસો મણનો ગોરજ જીનનાં હારનાં ઊપર મેલેલો હતો તે નામદાર એરવેશ જોશ કરતી લડાઇનાં મેદામાં આવી પણ પોતાના ખુબસુરત મોહોડાં ઉપર નેકાબના ખેલો, તેથી તું કેહે ગોઆ આસમાનનો માહાતાબ વાદલમાં છુપો હતો. એવા દબદબા ભરેલા સવારને જોઈ નાપાકજાદા સમીલાસના મોહોડાં ઉપરથી રંગ ઊડી ગયો. પણ તે નામદારની લડાઇને વાસતે ગોસાએ કરી ઘોડાને એડ મારી આગલ ચલાવીયો, ને પોકાર મારી તેને કહીઊં કે, "અય ચાલાકી ભરેલા સવાર, પેહેલવાન લોકોના દરમેઆનમાં તારૂં નામ શું છે ? ને તુ કો

ણ નામદારથી તોખમ રખેછે તે મને જાહેર કરીને કેહે. તથા તું એ વડો પોકાર કરતો મારી સાથે શા વાસતે લડવા આવેયો છે."

તેવારે દેલાવર ખાનું ગોસસપે સમીલાસને જવાબ દીધો કે "અય રજાલા ચોર, તું એવડો જોસ કરતો મેદાનમાં આવી ને મારૂં નામ પુછે છે પણ જે વખતે તું મારૂં નામ સાંભલશે તેજ વખત તારો હોશ જ તો રેહેશે. અય બદજાબદ દેવ હું પીલેતન રૂસતમની બેટી નામદાર ખાનુ ગોસસપ છું, હું કીનાએ કરી આસમાનના શેરનો શેકાર કરૂ છું. દેવોનો બાંધનાર અને જાદુગરોને તોડનાર નામદાર ફરામરજ તે મારો ભાઇછે, કે જે નામદારે હીંદુસતાનમાં કલા કોહો નામના પાહાડ ઊપર રોઈતન હેશસ દેવને જીવતો પકડી બાંધીયો હતો. જેહાનના દરમેઆનમાં મારૂં નામ ખાનુ ગોસસપ કરી કેહેવાય છે. મારા બાપ નામદાર જેહાંન પેહેલવાન રૂસતમે બીજી મરતબે રખશ ઉપર સવાર થયા પછે તુરાનના તમામ પેહેલવાનોનાં સર નીચે નાખીયાં છે. ને હજુ બબર તધા શેરની મીસાલની લડાઈ કરેછે, તે મારા નામદાર બાપની દેહેસતથી તું તે જગોથી ચોરની મીસાલ નાહસીને છુપેયો એ તરફ જાબોલસતાન ઉપર લડવા આવેયો છે. પણ અય બદનસલનાં ચોર, તું જાણતો નથી કે જેવારે મારો નામદાર બાપ તારા કામથી વાકેફ થશે, તેવારે તારી પછવાડે આવીને તારી ઉમરનો દાહડો સીહા કરી નાંખશે. તે જેહાન પેહલવાન પોતે કોના ભરેલો થઇ નર અજદાહાડાની મીસાલ દોડતો એ જગો આવશે, તે વખત તું તે પીલતન પેહેલવાનની લડાઇમાંથી ખલાસી પામવાનો નથી અગર જેહાન પેહેલવાન રૂસતમ પોતે નહી આવશે તો, પેહેલવાન ફરામરજને તારી પછવડે અજલના તીરની મીશાલ સેતાબ મોકલશે. અને તે નામદારની પછવાડે સરફરાજ બરજોભી આવશે. તે જવાં મરદોની લડાઇમાં તુંને તાબેસ રેહેશે નહીં. તે વગરે નામનો ઊઠાવનાર જેહાનસોજ, તથા જંગી તમુર, એ બેહુ પેહેલવાનો જે લડાઇને વખત સરકસ શેરની મીસાલના છે તથા કેરશાસપશાનો જે સામે સવારની મીસાલનો છે તે સરવે સરદારો તારાં મોતને વાસતે આવી પોહોચશે. તે વગેરે નામનો ઉઠાવનાર જેહાંન બખસ જે વખત જાયછે તેમાં મગરેબ જમોનની તરફથી આવી પોંહોંચશે. તે નામદારની સાથેજ લડા

યક કરીમાન પોતાના નેઆગાન નેકનામ શોહોરાબની મીસાલનો લડાયક છે, તે તમામ પેહેલવાનો તારી ખબર સાંભલશે તેવારે શેતાબ પરંદાં મોરગની મીસાલ દોડતા એ તરફ આવશે, તે વખત તારી તથા તારાં લશકરની કસો નીસાન જેહાનમાં રેહેવા દેશે નહીં. અય હરામજાદા ચોર, કોઈબી દેવ તથા પરીની તાકાત નથી કે, એ સીસતાનના મુલકમાં આવી શકે. અગર કોઈ પાદશાહા મગરૂરી કરતો પોતાનાં ભારી લશકર સાથે આવી સો વરશ લગી એ જગો લડાઇ કરે, તોભી તેના હાથમાં એ જાબુલ શેહેર આવે નહી. એ શેહેરનો કોટ પુલાદના લોહાંની મીસાલનો જબરદસત છે, તેથી તારૂં એ જગો કસું ચાલવાનું નથી. અય કમબખત, તારૂં નામ જમીન ઉપરથી ગુમ થઇ જજો. અગર હમો જમાનામાં જાતે ઓરતો છઇએ, પણ લડાઇને વખત મરદાનગી એવી તો રાખીએ છઇયે, કે હમો એક તન, શેરના ટોલાંને પરાગંદે કરી નાખીએ છઇએ, ને કીનાના ગોરજે કરી મસત હાથીનાં મગજ ખાકમાં નાખીએ છઇએ. હમો હમારી તેજ ચુંગાલે કરી ચીતાઓની આંખો ફોડી નાંખીએ છઇએ. તેથી હું તારા તનને નામદાર સામેસવારના ગોરજે કરી કુટી નાખશ. અને મારા નેજાની નોકે કરી તારી આખનાં દોદાં કાહાડી નાખશ. મારી ભારી કમંદના પેચે કરી તુને જીન ઉપરથી ઉંધો ખાકમાં નાખીને તારા બેહુ હાથ સખત પથરની મીસાલ બાંધી તુંને ખોઆરીથી ખેંચતો એ જગોથી રેયેનાં મેદાનની તરફ પાક દીનના પાદશાહ કેખોસરોની દરગાહમાં મોકલશ, કે તે નામદાર પાદશાહ પોતાના કીનાને વાસતે તુને સુલી ઉપર ચહડાવે, ને ઈરાન જમીનના પેહેલવાનોના તીરનો નેસાર તારાં તન ઊપર કરાવે, કે તારા જેવો બદકાર બીજો કોઈ લડાઈ તથા કીનો ઓરતો ઉપર ઉઠાવે નહી."

જેવારે સમીલાસે નામદાર બાનુ ગોશસપની જોબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે તે નામદાર બાનુ ઊપર નેગાહ કરી કહીઉં કે, "અય, નાપાકજાદી, તું એવડી બેહુંદી વાત શા વાસતે કરેછે ? તું પોતાના દેલમાંથી કીનો કાહાડી નાખોને લડાઇથી ગુજરીજા, ને સલુકથી મારી નજદીક આવ, અગર નહી તો તું મારી લડાઇમાં મારી જાશે. તું

લડાઇને વખત નોજવાન જરબાનુ કરતાં તો જોરેમંદ નહી હશે. તે ઓ રત બી મેદાનમાં એજ રવેશ ડમર કરતી હતી, તેણે મારા હાથનો જખમ ખાધો તેજ વખત મારી નજદીકથી નાહાસી ગઈ છે. વાસતે તું પોતાના દેલમાં સમજ, ને સલુક પકડી મારી સાથે આસના થા, હું તુંને પોતાની ઓરત કરી રાખું ને તારા સરને આસમાનના આફતાબ બરાબર પોહોંચાડું, કાં કે હું જેહાનનાં દરમેઆનમાં ઘણો બુજોરગ બુનીઆદનો ને ખુબસુરત છું. વાસતે અગરજો તું મારી સાથે નેકા કરે તો તુને બાનુઓની બાનુ કરી હર જગો તારો હોકમ જારી કરૂં. પણ અવલ તું પોતાની જોબાનનો કરાર કર, ને તે કોલ ઊપર તું પોતાનું દેલ ઓશાતવાર રાખ, કે હું સમીલાસ પેહેલવાન સેવાય તું કોઇ બીજા મરદને પોતાનો ખાવંદ નહી કબુલ કરે. અગર એ વાત ઊપર તારો જાન જાય તોભી પણ એ કોલ ઉપરથી તું ફરે નહી. જેવારે તેં મારી સાથે એવો કોલ કીધો, તેવારે તું એમ કરી જાણ કે તું નર અજદાહાના મોહોમાંથી છુટી. યા એ સેવાય તું કાંઈ બીજી મરજી રાખે તો તું એમ કરી જાણજે કે, તેં પોતાને હાથે પોતાનાં સર ઉપર ખાક નાખી. મારા જોરની બાજુએ કરી તારા બેહુ હાથ બાંધી, તારાં તન ઉપર ભારી બંધ બાંધશ. અને તેવાર પછે સેતાબ સરકસ શેરની મીસાલ શેતાબી કરતો દોડતો જઇને જાબુલસતાન શેહેરને વેરાન કરી નાખશ, ને એ શેહેરમાં એક શખસને જીવતો સલામત રેહેવા દેવશ નહીં. તેમાં ખાસ તથા આમ, બુઢા તથા જવાન, ઉમરે પુગેલાં તથા નાંધલાં બચાં એ સરવેને જીવથી મારશ, અને એ મુજબ સીસતાન શેહેરને ખરાબ કરી પાણીને બદલે લોહીની નદી જારી કરશ."

એવા સખુન સમીલાસની જોબાનથી સાંભલીને નામદાર બાનું ગોસશપ ગોસાથી આજરગોસસપની મીસાલ ગરમીમાં આવી, ને સમીલાસને કહીઉં કે, "અય ઊંધે બખતના નાપાકજાદા દેવ, એવું બેહુંદું બોલવું એકદમ મોકુફ કર. ઘાસનાં તંબાંમાં ફુલની ખુશબો હોયજ નહીં. અય નાપાકજાદા ચોર, એવી ખાહેશમાં તો તારો જીવ જશે, ને એવા ખરા ખીઆલ તથા અંદેશામાં તું પોતાનો જાન બરબાદ કરશે. અગર મને ફાડનાર વરૂં પોતાની ઓરતની મીસાલ બગ-

લમાં પકડે ને મારી ઊમેદની આંખ આંધલી કરે તે મારો નજદીક બેહેતર છે, પણ તારૂં બદસુરત મોહો બોદા મને દેખાડે નહીં. અય બદકાર દેવ, તારી ખુશબો કરતાં મને વાઘનાં મોહોડાંની બદબો બેહે-તર છે; અગર મારાં તન ઊપર સો વીછુ દંખ મારે, અગર કીનાથી સો આદમી એકઠાં થઈ એકજ હોમલે મારા સીનામાં તેજ ખંજર મારે, તે મને પસંદ છે; પણ તું નાપાકજાદો હરામ તોખમનો દેવ એવી વાત કરેછે તે મને નાપસંદ છે. અગરચે તું પોતે હાથે મારા તનને આજાર દે, તે તારો આજાર તારાં બદ દીદાં કરતાં મને બેહેતર છે. અય ઊંધા બખતના, તું એમ કરી જાણ કે તેં એવી ખાહેશમાં પોતાનું સર બર-બાદ કીધું છે. અય નાપાકજાદા ચોર, તું નથી જાણતો કે બાગની પાસે ઊકરડો હોય તે કેવો નાદરૂસત લાગેછે, તે મોસાલ તું નાપાક બદસુરત દેવ મારા સાહેબાને યાને મારા ઓરાને બરાબર આવી નહીં શકે તો તું હરામજાદો મને પોતાની ઓરત કરી બગલમાં શું પકડે ? એય કમબખત તું તો એવો બુરો મરદ છે, કે તારા મુઆ પછે તારૂં મગજ તથા તારૂં કલેજું એવું બદબો ભરેલું થશે કે તુંને સગભી ખાશે નહી."

## હેકાયત લખીછે કે, લડાઈ કીધી જેહાન પેહેલવાન રૂસતમની બેટી નામદાર બાનું ગોસસપે નાપાક સમીલાસ માજંદરાની સાથે.

એ રવેશ કહોને તે નામદાર બાનુંએ ગોસામાં આવી પોતાનો લોહાનો નેજો ઊઠાવીઓ, તેથી સમીલાસેભી પોતાના હાથમાં નેજો પક-ડીને ગોસાથી એક એક ઊપર હીમલો કરીને લડાઈ કરવા લા-ગાં. તેમાં એક બદસુરત ને બદબોઇ ભરેલો દેવ હતો, ને બીજી દેલને આરામની બખશનાર ખુશબોદાર અને ખુબ ચેહરેનમુન પરી હતી. બે બેહુ જંગીઓ બે શેર યા બે કીના ભરેલા અજદાહા હતા, યા બે બબર હાથમાં નેજા પકડીને લડતાં હતાં, યા બે બલાનાં વાદલ એક એક ઊપર જોસથી દોડતા હતા, યા બે ચીતા પાહાડના સર ઊપર બે

સીને પોકાર મારતા હતા. એ રવેશ તે બેહુ સવાર ઘોડાની પોઠ ઊપર બેસીને પોકારતા, અને નેજાની નોક એક એક ઊપર મારતા હતા. બેહુ તરફનાં લશકરમાંથી નગારાના આવાજ નીકલતા, તેઓનો ગોલબાંગ આસમાન લગી જતો, ને તમામ લશકર તેઓની લડાઇના તમાસા ઉપર નેગાહ કરતાં હતાં, ને એમ કરી કેહેતાં હતાં કે, "એવી સખત લડાઇમાંથી શું પરીણામ નીકલશે, અને કોણની મદદ એ આસમાન કરશે, ને કોણ ઉપર એ આસમાન સોહા થશે?" એવી રીતે બેહુ તરફનાં લશકરો ગોફતેગોમાં હતાં. એમ કરતાં તે બેહુ દેલાવરોએ અબરૂ ઊપર ચીન ચહડાવીને એક એક ઊપર તરણસો નેજા મારીયા, તેથી તેઓનાં બખતર ફાટી ગયાં, ને તેઓના નેજાના નોક તુટી ગયા તોબી તે બેહુમાંથી એકુ સવાર જમીન ઉપર પડીયો નહીં. પછે તે બેહુ લડાયકોએ પોતાના ઘોડાઓની લગામ ખેંચો, કેટલાએક કદમ પાછલા પગે ઘોડાને હટાવીને એક એકથી દુર જઇ ઉભા, ને એક એક ઊપર ગોસાથી ધુરવા લાગાં, તેઓનાં મોહોડાં કફ ભરેલાં થયાં હતાં.

એવામાં નામદાર બાનુ ગોશસપે પોતાનાં લશકરની તરફ નેગાહ કરી જોયું તો તેની નજર પોતાની બેન જરબાનુ ઉપર પડી. તે નામદાર બાનુનું સર જખમી થયલું, ને બેહુ દીદાં પાણી ભરેલાં હતાં. જે વારે બાનુ ગોશસપે એ રવેશ દીઠું તેવારે ઘણી દરદ ભરેલી થઈ, ને ફરીથી લડાઈનો ઘોડો તેજ કીધો, ને આજરગોશાસપની મીસાલ મેદાનમાં આવી. તે નામદાર બાનુએ આવતાંવાર શેકારબંદ ઊપરથી પોતાની કમંદ ઉઠાવી ને સમીલાસ ઊપર ઉલટે હાથે નાખી, તેથી તે માજંદરાનીનો ગરદન બંધમાં આવી. તેવારે સમીલાસેબી મહસત શેરની મીસાલ પોકાર મારીને તે બાનું ઉપર પોતાની કમંદ નાંખી, તેથી બાનું ગોશસપનીબી ગરદન બંધમાં આવી. પછે બેહુ દેલાવરોએ પોતપોતાના ઘોડા પાછા ફેરવીયા, ને એક એક ઊપર જોશ કરવા લાગા. કબી સમીલાસ ગોશસપ બાનુ ઉપર જોર કરતો, ને કબી બાનુ ગોશસપ સમીલાસ ઊપર જોર કરતી, ને ફરતા આસમાન લગી શોર ઉઠાવતી. એમ કરતાં તે બેહુ સરકસ સવારોના બેઅંદાજે જોર કરવાથી તેઓની કમંદ તુટી ગઇ, તેવાર બેહુએ પાછા ફરીને નવી લડાઇ શરૂ કીધી. અવલ બાનુ

ગોશસપે પોતાનોભારી ગોરજ ઊઠાવીને સમીલાસને કહીઊં કે, "અય હેરેમન જાદા દેવ તું ને લાયક છે કે, એક જરબ મારા ગોરજનો સંભાલે." તે નામદાર બાનુનું એટલું કેહેવું કે સેતાબ સમીલાસે પોતાનાં સર ઉ-પર ઢાલ પકડી, પણ તે કીનાની લેનાર બાનુંએ તેની ઢાલ ઉપર એવોતો ગોરજ મારીઓ, કે તેજ વખત તું કેહે ગોયા સમીલાસનો હોશ જતો રહીઓ હતો, ને તેની આંખમાં ચકર આવી ગયાં, તેણે કરી સમીલાશે ઘોડાની પીઠ ઊપરથી જમીન ઉપર પડવા ચાહીઊં, પણ શરમને વાસતે હોશીઆરી પકડીને જીન ઉપર ઓસતવારીથી બેઠો રહીઓ. પછે સમી-લાસે બાનું ગોશસપને કહીઊં કે, "અય સગજીને તોખમની ઓરતો, મગર તમો લોકો શું હેરેમન છો? જોવામાં તો તેઓ લોકો જાતે ઓરત છો, પણ કામ તો મરદાંને મરદનાં કરોછો અને લડાઇને વખત તો નરે શેરની ચુંગાલ ઉપર પંજો મારતી દેખું." એ રવેશ સમીલાસ કેહેતો હતો, એવામાં શેરની પકડનાર બાનું ગોશસપે તરણ ગોરજ પેદરપે તે માજંદરાની ઊપર મારીઆ. તેવાર પછે તકીના ભરેલા દેવની વારી આ-વી, તેથી તે નાપાકે ગોસાથી પોતાનો ભારી ગોરજ બેહુ હાથે ઉઠાવીને પોતાનાં સર ઉપર ફેરવીને તે નામદારી ભરેલી ઓરત ઉપર એવા તો જોરથી મારીઓ, કે તેનો આવાજ આસમાન લગી જઇ પોહોંચીઓ. તેના જરબે કરી બાનુ ગોશસપનાં નખોમાંથી લોહી જારી થયું. તેના દરદથી તે બાનુનાં મોહો ઉપરથી રંગ ઉડી ગયો, ને તેનું તન પારાની મોસાલ ધુજવા લાગું. તે મામલો જોઇને નામદાર પારેસ પરેહજગા-રનું દેલ તે બાનુના ગમથી બલીઊં. જેવારે સમીલાસ તે ઊપર ભારી ગોરજ મારીને ઘોડો દપટાવતો દુર જઇ ઉભો, ને તે ઉપર નેગાહ કરી જોયું તો તે નામદાર બાનુને પોતાની બાજુ તથા ગરદન સાથે સલામત ઊભેલી દીઠી. તેવારે તે નાપાક ગોસામાં આવી બીજી મરતબે ગોરજ ઉઠાવી તેની નજદીક આવી, અને ગોરજ તે ઉપર મારીઓ, કે તે પાક જાદ બાનુને ઘોડા ઉપરથી ખાકમાં નાખે, પણ તે હોનર ભરેલી બાનુ એ તેનો ગોરજ રદ કરી નાખીઓ. તેવારે તે બુરી નસલના દેવે તરીજી મરતબે તે દેલાવર બાનુ ઉપર પોતાનો ગોરજ મારીઓ. જેવારે તે બદ કાર દેવના તરણ જરબ પુરા થયા તેવાર પછે બાનુ ગોશસપે સમીલા-

સને કહીઉં કે, " અય બેહુદા મગજના બદસુરત દેવ, આપણે તરણ લડાઈ તો લડી ચુકા, તેમાં અવલ નેજાની બીજી કમંદની અને તીજી ગોરજની; હવે એક ચોથી લડાઈ તલવારની છે, તેથી હવે તું મારી તલવારનો જખમ સંભાલ. " તેજ વખત નાપાકજાદા સમીલાસે પોતાનાં સર ઉપર ઢાલ પકડી, એવામાં તે હોનરની રાખનાર બાનુ આજરગોશાસપની મીસાલ પોતાનો ઘોડો દપટાવતી આવી, કે પોતાની તેજ તલવારે કરી તેનું તન ખાકમાં નાંખે. પણ તે વખત સેતમગાર સમીલાસે બાનું ગોશાસપના હાથ ઊપર નજર કીધી તેથી વીચાર કીધો કે, " અગર જો એ જખમ મારાં સર ઊપર પડશે તો મારા સર ઊપર રસતા ખેજ ઊઠાવશે." એવો અંદેશો કરી સમીલાસ જીન ઉપરથી કુદીને ઘોડાની દુમચી ઉપર બેઠો, પણ તે બાનુના જરબની દેહેસતથી તેનુ દેલ નાસબર થયું હતું. એમ કરતાં તે બાનુની તલવાર જેવો સમીલાસ ઊપરથી છતકી તેવી તેના ઘોડાની ગરદન ઉપર લાગી, તેથી સમીલાસના જંગી ઘોડાની ગરદનથી સર કાપી નાખીઉં, તેજ વખત ઘોડો ખાકમાં પડીઓ, તેની સાથે નાપાકજાદો સમીલાસ બી બેઆરોથી જમીન ઊપર પડીઓ, ને તેનું મોહો ખાકે ભરાઇ ગયું. પણ સેતાબ જગોથી ઊઠીને બખતરની દામન ગેરદાનીને ગોસાથી અબરૂ ઉપર ચીન લાવીયો, એવામાં બાનું ગોશાસપે બીજી મરતબે લડાઈનો ઘોડો દપટાવીયો. તેના હાથમાં લોહીની રેડનાર તેજ તલવાર હતી. એવો મામલો તેણે પોતા ઊપર દીઠો તેથી ગભરાઈને તે નાપાકજાદા સમીલાસે દુરથી તે બાનું ઊપર પથર મારવા શરૂ કીધા. જેવારે તે નાપાકે એવી પથરની લડાઈ શરૂ કીધી તેવારે બાનું ગોશાસપનું દેલ દરદ ભરેલું થયું. એવામાં સમીલાસના લશકરમાંથી સેતાબ માજંદરાની લોકો તેને વાસતે એક તકાવર ઘોડો લાવીયા, તેથી સમીલાસ શેતાબ કુદીને તે ઊપર સવાર થયો. પછે તેણે એક શાતુર ઘણું ભારી, વજનમાં બસો મણ કરતાંબી જીઆદે હતું તે હાથમાં પકડીઉં, ને એક પોકાર બબરની મીસાલ મારીને નામદાર બાનું ગોશાસપને કહીઉં કે, "અય સગ જી બચા રૂસતમની રજાલી બેટી, હવે તું એક જરબ મારા હાથનોબી સંભાલ."



## હેકાયત લખીછે કે, જખમ ખાધો નામદાર બાનું ગોશસપે નાપાકજાદા સમીલાશ માજંદરાનીને હાથનો અને પાછું ફરીઉં જાબુલી લશકર સીસતાન શેહેરમાં.



જેવારે સમીલાસની જુબાનથી એવા સખુન બાનું ગોશસપે સાંભલીયા અને તે દેવને સાતુર ઉઠાવો પોતા ઊપર આવતો દીઠો તેવારે સેતાબ તેણે પોતાના સર ઉપર ઢાલ પકડી. એમ કરતાં નાપાક સમીલાસે પોતાનું સાતુર તે બાનુની ઢાલ ઉપર મારીઉં, તેથી તેની ઢાલના બે તુકડા થઈ ગયા. જેવારે ઢાલ કપાઇ તેવારે કોલાહ ઉપર જખમ આવી પોંહોંચયો, તે જખમે કરી તેની જરી કોલાહાનાભી બે તુકડા થયા. ને તે શાતુર બાંનુ ગોશસપનાં સરમાં તરછું લાગું, તેથી બાનુના સરમાંથી લોહી જારી થયું, પણ તે નામદાર બાનુએ પોતાનું સર ચોરાવી લોધું તેથી તેનું સાતુર બાનું ગોશસપના ઘોડાની ગરદનમાં લાગું, તેથી તેના તકાવર ઘોડાનું સર દડીની મસાલ ઊડો ગયું ને તે નામવર બાનું પોતાનાં ઘોડા સાથે જમીન ઊપર પડી; પણ જેવી પડી તેવી શેતાબ શેરની મીસાલ ઉઠી ઉભી. એવામાં સમીલાસે પોતાનો ઘોડો તે જગોથી સેતાબ આગલ ચલાવીયો, ને કેટલોએક આગલ નીકલી ગયો. જેવારે એવો મામલો પારેસ પરેહજગારે દીઠો, તેવારે જાબુલી લશકરન લોકો ઊપર પોકાર મારીને કહીઉં કે, "અય મારા નામદારો, એક મરતબે તમો સરવ કોઈ પોતાના ઘોડા દપટાવતા બાનું ગોશસપની મદદે જાઓ, હવડાં તેની યારી કરવાનો વખત છે. તેથી તે પાકજાદ બાનું ઊપર પોતાનો જાન ફેદા કરે."

પારસ પરેહેજગારનું એટલું કેહેવું કે, કીનાના લેનાર જાબુલી લશકરે પોતાના ઘોડા મેદાનમાં જોહોકીયા, ને તે જગો બાનું ગોશશપની મદદ કીધી. પણ તે નામદાર બાનુંના સરમાં જખમ લાગેલો હતો, તેથી તેના સરમાંથી બેશુમાર લોહી નીકલતું હતું, તેણે કરી તેનું બખતર તમામ પરવાલાંના રંગનું થયું હતું, ને તે બાનું આભરી પડી ગયલી હતી. જેવારે સમીલાસે તે જાબુલી લશકરને મેદાનમાં આવેલું દીઠું, તેવારે પોતાનું સાતુર ઊઠાવીને જાબુલી લશકર ઉપર જઈ

પડીઓ, તેથી તમામ જમીન લાલાના ચમનનો મીસાલની કીધી. તે ના પાકજાદો દેવ જે કોઇ ઊપર પોતાનુ સાતુર મારતો તેને સરથી તે કમર લગી ચીરી નાખતો, તેથી જાબુલી લોકોના દેલ ડર ભરેલાં થયાં હતાં. પછે એક મરતબે તમામ જાબુલીઓએ પોતાની તેજ તલવાર ઉઠાવીને જેમકે વરસાદના કતરા વરશે તે મીસાલ સમીલાશ ઉપર જખમ મારવા લાગા. પણ તે નાપાકજાદા હેરેમનની ખાતેરમાં કાંઇ હતુંજ નહી. તે દેવ જાબુલીઓને પોતાનાં એક જખમે કરી ગેરદોપેચ કરી નાંખતો હતો. એમ કરતાં તેની લડાઇમાં ઉભું રેહેવાની કોઇ જાબુલીને તાકત રહી નહી, તેથી તેની દેહેસતે કરી તમામ લશકર પોતપોતાનાં ઘોડાઓની લગામ ફેરવી પાછું ફરી નાહાસવા લાગુ. તે ગભરાતની અંદર આદમીઓ ઊપર આદમી પડવા લાગાં જેથી ઘણાંક આદમોઓ જખમી થયાં, એ રવેશ તે જાબુલી લશકર નાપાકજાદા સમીલાસની દેહસતથી ડર ખાઇ નાહાસતું હતું. તે સરવે કોઇ નાહાઠા તેવા સીસતાનની તરફ ગયા. જેવારે બાનુ ગોશસપે પોતાના લશકરને એ રવેશ નાહીમત થઇ નાહાસતું દીઠું, અને પોતે તો પોતાના તનથી જખમી થયલી અને સવાસવારોનો ઘોડોભી નહી તેવારે નાચાર થઇને તે સરફરાજ બાનુએભી સીસતાનનો રસતો પકડોઓ. ને પારેસ પરેહેજગારની સાથે સીસતાનની તરફ મોહો કીધું. જેવારે શેહેરમાં દાખલ થયાં તેવારે શેહેરના દરવાજા બંધ કીધા. એ ખબર હોસ ભરેલી ખુરશેદ બાનુને થઇ, એવામાં બામદાદનો વખતભી નજદીક આવી પોંહોંચીઓ, ને આફતાબે પાહાડનાં સર ઉપર તલવાર મારી, ને સીહા રાતનો પડદો ફાડી નાખીયો. યાને આફતાબ બાહાર નીકલોઓ, તેવારે ખુરશેદ બાનુ જખમી થયલી બાનુઓની નજદીક આવીને જોયશું કે, તેણે તે બેહુ બેટીઓને જખમી દીઠી. તેવારે તેની આખમાં આંજુ આવીઆં, ને ગાભરી પડી ગઈ. ને શેતાબ હોકમ કીધો કે, હકીમને બોલાવે. તેજ વખત હકીમ લોકો આવી હાજેર થયા, ને તે રૂપાના બદનની બાનુઓના તન ઉપર જખમ હતા તોઆં મલમ મેલીને પાટા બાંધીઆ, ને તે બેહુ બાનુઓને માવજતથી રાખી. પછે જાલેજરની બેટી ખુરશેદબાનુએ પોતાનાં તનમાં લડાઇનો અસબાબ પેહેરીયો, ને ફરીથી કોટની સફીલના બોરજ ઊપર

આવી તે નામદાર બાનુંની સાથે સીસતાન શેહેરના તમામ દાનાવ આદમીઓ હતા, તેઓએ હરતરફથી કોટના બોરજોની ખબરદારી કીધી, ને કોટના કંગુરાઓ ઉપર ભારી પથરાઓ ગોઠવાવીયા. અને તમામ કોટની સફીલ ઉપર આદમીઓ ફરતાં મેલીઆ. તે કોટના સરવે દરવાજાને તાલાં દેવાડીઆં, ને પુલ તથા પાવડા ઉઠાવી લીધા. અને તે કોટની ખાહીમાં પાણી હતું તેથીભી જીઆદે ભરાવીઉં. એ રવેશ ખુરશેદ બાનુંએ સીસતાનમાં ખબરદારી કરી શેહેરનું કામ રાસત કીધું, ને તમામ લડાઈનો સામાન હાજર રખાવીયો.

## હેકાયત લખીછે કે, આવી પોંહોંચીયો સમીલાસ માજંદરાની શેહેરના દરવાજાની નજદીક અને ગોફતેગો કીધી તે બદકાર દેવે બુજોરગ જાલેજરની બેટી ખુરશેદબાનું સાથે.

હવે પેલી તરફ સમીલાસે પણ જેહાન પેહેલવાન રૂસતમની બેટીઓનાં જોર તથા મરદાનગીની તલવારથી પોતાનાં લશકરની ઘણીએક ખરાબી દીઠી, અને પોતેભી તે બાનુંઓના હાથથી આજેજ થયો હતો, તેથી સરમાયો. અને પોતાના દેલ સાથે અફશોસ કરી કહીઉં કે, "મેં પોતાની નાદાનીથી એમ જાણીઉં હતું કે, સીસતાનમાં કોઈ પેહેલવાન નથી તેથી હું તે જગો જઈને જેહાનપેહેલવાન રૂસતમની બેટીઓને આશાનીથી પકડી લેવશ. પણ એ બાનુંઓએતો એ જગો મારી આબરૂ લીધી ને મારાં તમામ લશકરની હજુર મારી સાથે મરદાને મરદની મીસાલની લડાઈ લડીને મને રોસવા કીધો. તેથી મારાં લશકરના લોકો માહોમાહેંમા એમ કરી વાત કરેછે કે, સમીલાસ તો કેહેતો હતો કે, 'હું જેવો પેહેલવાન જેહાનના દરમેઆનમાં લશકરનો મારનારો બીજો છેજ નહીં., પણ એને તો જેહાન પેહેલવાન રૂસતમની બેટીઓએ રોસવા કરી બેઆબરીથી ખાકમાં નાખીયો, વાસતે એ સમીલાસ જાબુલી પેહેલવાનો સાથે શું લડશે. એ રવેશ મારી રોશવાઈની વાત

કરેછે. વાસતે હવે તો એ શરમ ભરેલી રીતે જીવીઆ કરતાં મોહોત આ-વે તો બેહેતર છે." એ રવેશ નાપાક સમીલાસ પોતાના દેલમાં ગમગી-ન થઈ આંખમાં આંજું લાવી પોતાના દેલમાં અફશોસ કરતો હતો. પછે સેતાબીથી પોતાનાં સીહા પાહાડની મીસાલના ઘોડા ઉપર સવાર થયો, તે નાપાકની આસપાસ તમામ તેનું લશકર હતું, તે લશકરભી તમામ તલવાર તથા નેજાનું મારનાર હતું. તે વખતે સમીલાસનાં સર ઊપર મગરમછની મીસાલનો જુંડો ઉડતો હતો, તે ગોસા ભરેલો હાથી-ની મીસાલના ઘોડા ઊપર બેઠેલો હતો. તેણે પોતાનો ભારી પાહાડની મીસાલનો ગોરજ જીનના હરના ઊપર ધરેલો, તથા મગરમછના ચરમનું બખતર તનમાં પેહેરેલું, અને ગોયા ફરતા આસમાનને વીધે તેવો ને-જો હાથમાં પકડેલો, અને પીઠ ઊપર તીરનો ભાથરો બાંધેલો તથા હમેલમાં એલમાસને રંગની તલવાર લટકાવેલી, ને કીનાથી દાંત ઊપર દાંત ઘસતો, એ રવેશ ગોસાથી પોતાનાં લશકર સાથે સેતાબી કરતો સીશતાનની તરફ વાની મીસાલ નીકલી ચાલીયો.

એમ કરતાં જેવારે સમીલાસ રાહાના દરમેઆનમાં સીસતાન શે-હેરની નજદીક જઈ પોહોંચીયો તીઆં જઈ જોય શું કે તે કોટની આસપાસ ખાહીમાં ઘણુંએક પાણી ભરેલું દીઠું, ને તમામ બોરજ તથા કોટની સફીલ ઊપર લડાઈના કરનાર પેહેલવાનોને તમામ સામાન સાથે તઈઆર ઊભેલા દીઠા. તે સીસતાન શેહેરના મોટા દરવાજાના બોરજ ઊપર બે તરણ જરી અતલસના શાયબાન ખેંચેલા હતા. તે સાયબા-નોના થંભ સોનાનાં, તથા મેખો રૂપાની, તથા તમામ રસીઓ રેસમની હતી, અને તે ઉપર ભી તમામ જર વીટેલું હતું. અને તે સાયબાનોની આસપાસ ફરતી બે કીમતી મોતીઓની જાલરો બાંધેલી હતી. અને તે સાયબાનની નીચે શુનાની એક કુરસી પાદશાહી ગોહેરના જડાવની આડેલી હતી. તે પાકીજે ખુરસી ઊપર સરફરાજ જાલેજરની નામદાર બેટી ખુરશેદ બાનુ ભારે દબદબા સાથે બેઠેલી હતી. તે પાકજાદ ઓ-રતે પોતાના આફતાબની મીસાલના ચેહેરા ઉપર નેકાબ નાખેલો, અને તેણે પોતાની બાજુ ઉપર મેહેબુબોના અબરૂની મીસાલની વાંકી કમા-ન લટકાવેલી, ને પોતાના સીધાં કદની મીસાલનો એક તીર હાથમાં

પકડેલો, ને તેની આસપાસ જરી પટકાના શખનાશ સવારો કમરબંદ બાંધીને અદબથી ખેદમતમાં ઊભેલા હતા. એ રવેશ તે નામદાર બાનું દબદબા સાથે ખુરશી ઉપર બેઠેલી હતી. તેની નજદીક પારેસ પરેહજગારભી પોતાના હાથમાં તીર કમાંન પકડીને ઊભેલો હતો.

જેવારે નાપાકજાદા સમીલાસે એ રવેશનો તમાસો જોયો તેવારે કેહેરમા આવી પોતાનું મોહો શેહેરની તરફ ધરીઊં, અને બાહીનાં સર ઊપર જોશ કરતો પોતાનાં લશકર સાથે આવી પોહોચીયો. તે નાપાક જાદા દેવને જોવાથી ખુરશેદ બાનુંના દેલમાં ગમ પેદા થયો. પછે નાપાક સમીલાસે એક પોકાર શેહેરના લોકો ઊપર મારીને તેઓને કહીઊં કે, "તમો લોકો સેતાબ તમારી સરદાર ખુરશેદ બાનુંને કેહો કે તે તાકીદેથી શેહેરના દરવાજા ખોલે અને તે ખુરશેદ બાનુ પોતાની સાથે રૂસતમ જેહાન પેહેલવાનની બેહુ બેટીઓને લેઇને મારી નજદીક આવે અને રૂસતમનો તમામ ગંજ ખજાનો જે હપતેકેસવર જમીનના કરતા જીઆદે છે તે સરવે મારે હવાલે કરે. બીજું તમારી સરદાર ખુરશેદ બાનુને કહો કે તે પોતે રૂસતમની બેહુ બેટીઓ સાથે મારી ઓરતો થઇ રેહે તો તમો સરવ કોઇ એ જગો અમનમાં રેહેશો. તે તરણે બાનુંઓ મારે સવાધીન થયા પછે હું તે બાનુંઓને એ જગોથી પાદશાહોના પાદશાહા અફરાસીઆબની નજદીક લેઇ જાઊં, ને તેઓનો ગુનાહ માફ કરાઊં ને તમારી સરવેની તકસીર હું માગી લેઊં. વાસતે તમો સેતાબ એ શેહેરના દરવાજા ખોલીને મારી નજદીક આવો. યા નહી તો તમો પોતાને હાથે પોતાના સરઉપર ખાક ભરશો. હું એક સાયતમાં એ શેહેરને પાયામાલ કરી વેરાન કરી નાખશ, ને તુરાન જમીનના પાદશાહના રોશાન બખતની મદદથી એ શેહેરમાં એક આદમીનેભી જીવતું રેહેવા દેવશ નહી." સરફરાજ ખુરશેદ બાનુંએ જાબુલ શેહેરનાં બોરજ ઊપરથી નાપાકજાદા સમીલાસની જુબાનથી એવા બદ સખુનો સાંભલીયા, તેવારે તે નામદાર બાનુંએ અકલ તથા દાનાઇથી તેને જવાબ દીધો કે, "અય બદ બુનીઆદના નાપાકજાદા ચોર માજંદરાની, હું જાણું છું કે, હવે તારી ઊમરનો ઘોડો ચાલવાથી થાકો છે. તું તથા તારો પાદશાહા અફરાસીઆબ હમેશ માહાતમભરેલા રેહેજો, ને તારૂં બખત

ઊંધું પડજો. અય બદ તોખમના, તેં એ શેહેરની લડાઇમાં જોયું કે એ જગોની ઓરતોના હાથથી મારો દાહાડો સીહા થયો, તેવારે તું મકર તથા ચારાએ કરી જાબુલસતાન શેહેર ઉપર લડાઇ કરવાને આવીયો છે, પણ તું જાણતો નથી કે તારાં એવાં બુરાં કામની જેહાનપેહેલવાન રૂસતમને ખબર થશે તેજ વખત તે નામદાર તારી પછવાડે મગરમછની મીસાલ દોડતો આવી પોંહોંચશે, ને તારા જીવથી ગરદ કાહાડી નાંખશે. અને તારી તથા તારાં લશકરની ધુલ કાહાડી નાંખીને તુંને જીવતો પકડીને સુલી ઊપર ચહડાવશે. અય હરામજાદા ચોર આજ લગે એ સીસતાનના કોટમાં કોઈ પેહેલવાનેભી રખનો પાડીયો નથી, ને એ શેહેર કોઇંથી લેવાઈ શકાયું નથી. અગર એ જગો તું જેવા એક હજાર સમીલાસ સો વરસ લગી લડાઇ કરે તોભી એક રજ બરાબર તારાં કામની સીધી થાય નહી. વાસતે તું એ સખત લોહાની મીસાલના કીલા સાથે શું લડશે ? તે કોટ તો જેહાન પેહેલવાન કેરસાસપનો બંધાવેલો ઘણો ઓસતવાર અને સખત છે."

## હેકાયત લખી છે કે, ચુંગાલ નાખી નાપાકજાદા સમીલાસ માજંદરાનીએ સીસતાન શેહેરના કોટ ઊપર.

જેવારે સમીલાસ માજંદરાનીએ ખુરશેદબાનુંની જુબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે ગોસામાં આવીને પોતાનાં અબરૂ ઊપર ચીન લાવીયો, ને પોતાના ઘોડા ઊપરથી સેતાબ નીચે ઊતરીયો, કારણ કે ખુરશેદબાનુંના સખુનોથી તે નાપાકજાદા દેવનું દેલ જખમી થાયું હતું. તેથી અરવંદ રોદ નદીની મીસાલ જોસમાં આવીને સેતાબ બખતરની દામાન ગેરદાનીને પોતાનાં લશકર ઉપર આવાજ મારીને કહીઊ કે, "અય મારા નામદારો, તમો સરવે કોઈ ઘોડા ઊપરથી પીઆદા થાઓ, ને બખતરની દામન ગેરદાનો અને મારી મીસાલ પોતાનાં જાન મોહોત ઊપર ધરો. આપણે એક મરતબે એ શેહેર ઉપર ગલબો કરીને જાબુલ શેહેર વેરાન કરી નાખીયે, ને એમાંનાં તમામ લોકોને જીવથી મારીયે, ને જાલના ખાનદાનના લોકોને કેદ પકડીયે !" તે નાપાકજાદા

દેવનુ એટલું કેહેવું કે તરીસ હજાર માજંદરાનીઓ દોજખના દેવોની મીસાલ તઈઆર થયા. તે તમામોએ સેતાબ પોત પોતાના હાથીઓ તથા ઘોડાઓ ઊપરથી ખીઆદા થઈ બખતરની દામનો ગેરદાની કીના ઊપર દેલ ધરી, ગોસામાં આવીયા, ને સરવ કોઈએ હાથમાં ચાચી કમાનાં તથા ખંદગી તીરો પકડીયા.

એમ કરતાં ઊંચે તથા નીચે લડાઈ શરૂ થઈ, પણ સમીલાશના લશકરના લોકો જે નીચેથી તીર મારતા તે ઊંચે હવા ઊપર ઊડી જતા પણ જાબુલી લોકો જે ઊંચેથી તીર મારતા તે સમીલાશના લશકરના લોકોના સરમાં તથા તનમાં લાગતા હતા જેથી તે લશકરની ભારે ખરાબી થાતી. તે લડાઈમાં ભારે ધર પકડ બાધમારના આવાજ નીકલતા. એક કેહેતો કે ધર, ને બીજો કહેતો કે બાંધ, તો તરીજો કેહેતો કે છોડ, અને ચોથો કેહેતો કે માર, એ રવેશ ડશમનાં પોકારો તે જગો નીકલતા હતા. અને એટલા તો તોર હવા ઉપર ઊડવા લાગા, કે તેણે કરી વાદલના ઘેરની મીસાલ આફતાબને પરદો થઈ ગયો હતો. એમ કરતાં ઘણીએક સખત લડાઈ થઇ, તેમાં સમીલાશના તુરાની તથા માજંદરાંની લોકો ઘણાએક જખમી થયા, તેથી બેસુમાર લોહીનો નદી જારી થઈ. તે લોહી પેલી ખાહીમાના પાણીમાં જઈ મલીઊં તેથી તે પાણીબી લાલ રંગનું થયું. પણ જે જગો ઊપરથી નામદાર ખુરશેદ બાનુંના હાથથી તીર છુટતો તે પેહેલવાનોનાં તનમાં પાછલાં પડ લગી બેશી જતો હતો. જેવાર સમીલાશ માજંદરાનીએ એવો સખત લડાઈ દીઠી, તેવાર પોતાનો પાહાડની મીસાલનો ભારો ગોરજ ઉઠાવીને દરવાજાની નજદીક જવાનો કશદ કીધો. અવલ તે નાપાકે પોતાની ઢાલ મોહોડા ઉપર પકડી, અને વંટોલીયાનાં વાની મીસાલ તે દેવે લડાઈનો કશદ કીધો. તેને આવતો જોઇને ખુરશેદબાંનું પોતાની ખુરશી ઊપરથી ઊઠીને કોટની સફીલ ઊપર આવીને લડાઈનો હાથ ખોલીયો, ઇઆને સમીલાસ ઊપર તીરનો મારો ચાલુ કીધો, પણ તે વખતે નાપાકજાદા સમીલાશે પોતાનાં તનમાં સખત બખતર પેહેરેલું હતું તેથી નામદાર ખુરશેદબાનુનાં તીર તે નાપાકના તનમાં કારી લાગા નહી. એમ કરતાં તે નાપાકજાદો દેવ વંટોલીઆનાં વાની મીસાલ દોડતો ખાહીને માથે આવી ઊભો, ને અં-

દેશો કરવા લાગો કે, "એ ઊંડી ખાહીમાંથી હું શી રવેસ ઉતરી જાઉં." એવો અંદેશો કરી તે નાપાકે બેલદાર લોકોને હોકમ કરી શેતાબ જંગલમાંથી ભારી લાકડાં કપાવી મંગાવીયાં, ને તેનો તરાપો બંધાવીને ઊપર બેશીને સેતાબ ઉડતાં મોરગની મીસાલ તે ખાહીની પેલી તરફ નીકલો ગયો. તું કેહે ગોયા તે વખ્ત નાપાકજાદો સમીલાશ પોતે ઊડતું મોરગ હતું, કે તેને પેલી તરફ જતાં કશો વીલમ લાગો નહી. પછે ભારી ગોરજ ઉઠાવી એક પોકાર મારી ખુરશેદ બાનુંને કહીઉં કે, "એ મકર ભરેલા સગજીને તોખમની, હવે મારા ભારી ગોરજનો જરબ જો." એ રવેશ કહીને દરવાજાની તરફ જવાનો કશદ કીધો, તેવાર જાબુલી લશકરે કોટ ઉપરથી શોર શાર ઉઠાવીયો, ને સમીલાશ ઊપર પથર તથા તીરનો વરસાદ વરસાવીયો, ને કોટની સફીલ ઊપરથી રાખ તથા ધુલ છાંટવા લાગા, ને નેજા તથા છુટ ભાલડીઓ છુટી મારવા લાગા, તેથી પણ નાપાકજાદો સમીલાશ આજેજ થયાં નહી. અને દેલેરીથી દોડતો દરવાજાની નજદીક ગયો, ને દરવાજા ઉપર એક ગોરજ મારીયો તેથી તમામ કોટ ધુજી રહયો.

---

## હેકાયત લખી છે કે, મનાજાત કીધી હકતાલાની નજદીક પાકજાદ ખુરશેદ બાનુંએ એવામાં હીંદુસતાનનો સરદાર પેહેલવાન ફરામરજ પોતાના લશકર સાથે તે જગોએ આવી પોંહોંચીયો.

---

જેવાર નેકબખ્ત ખુરશેદબાનુંએ નાપાકજાદા સમીલાશના ગોરજનો એવો જરબ દીઠો, તેવાર બેચારી થઇને પોતાનું મોહો પરવરદેગારની તરફ કરીને કહીઉં કે, "અય દાદના લેનાર યજદાં, તું એક પાણીના કતરામાંથી મસ્ત શેરની મીશાલનો આદમી પેદા કરેછે, તથા પેહેલવાન લોકોના તનમાં બેસુમાર જોર તુંજ બખશેછે, અને પાદશાહ લોકોને બુજોરગીબી તાહારેથીજ છે. અય પાક સાહેબ, તું જાણે

છે કે નાપાકજાદો ચોર એકદસતનો બેટો સમીલારા માજંદરાની જોરમાં તથા કઊઅતમાં દેવની મીસાલનોછે, ને એક કીનાં ભરેલો બુરો હેરેમન જોલમનો કરનાર છે, તેથી એ નાપાકજાદા દેવની ખાહેશ તમામ ખુનરેજી તથા ખરાબી શેવાએ બીજી કાંઇ નથી. અને જેહાનમાં હુ એક તારા કમીના બંદાની મીસાલની ઓરત રાતદન તારી ઈઆદમાં છું, ને તું શેવાયે કોઈ બીજાથી હું અજલની ઉમેદ રાખતી નથી. વાસતે અય ફતેહેમંદ સાહેબ, આ મુશકેલ વખતમાં તું હમો બેચારી ઓરતો ઉપર રેહેમ કર, અને હમારો દસતગીર થા. કારણ કે, એ નાપાક સમીલારા કીનાનો ગોરજ પકડી દરવાજા ઊપર આવી ઉભોછે. તે નાપેકારને આ શીસતાંન શેહેરમાં આવવા નાં દેતો. અગર જો એ રજા લો મરદ શીસતાન શેહેરમાં દાખલ થાશે તો તારા બંદા જાલેજરની બુનબેખ ઉખાડી નાંખશે. અય રેહેમનાં સાહેબ તારી મેહેરબાનીથી આજ લગી જેહાનનાં દરમેઆનમાં સાંમેસવારના ખાનદાનનાં લોકો ઊપર કોઈબી જાલેમ લોકોએ દસતદરાજી કીધી નથી. તે કરતાં એ જગો તો હમો તમામ ઓરત લોકો ગોયા હાથ પાંઊં વગરનાં છયે, ને હમારા હાથ પાઊં હમારાથી દુર પડીયાછે, ઈઆને જાબુલ જમીનનાં તમામ પેહેલવાનો જે તારા બંદા છે તે તમામો બાહાર દુશમેન લોકોની લડાઇમાં ગયાછે, ને એ જગો તો હમો તમામ ઓરત લોકો છઈયે. વાસતે હમો બેચારા લોકોનો ગમ ખા, કે હવે હમારો ચારો કશો રહીઓ નથી, તેથી હમોને ચારો બતાવ, કે હમો એ નાપાકજાદા ચોરનો ચારો શું કરીએ ?" એટલું કહીને પછે દરદથી પોકારી પોતાનાં દીદાંમાંથી આંજુ વરસાવીઆં, અને પોતાનું મોહો ખાક ઉપર મસલીઊં, અને ઘણીએક આજેજીથી મુનાજાત કીધી.

એમ કરતાં જેવાર તે નેકબખત ખુરશેદબાનું મુનાજાતથી ફારેગ થઇને પોતાનું મોહ ખાક ઉપરથી ઉઠાવીઊં, તેવામાં લડાઇના કરનાર સમીલારે ગોસાએ કરી એક બીજો ગોરજ જાબુલના દરવાજા ઉપર એવો તો જોરથી મારીયો, કે તેથી તું કેહે ગોયા ફરતા આસમાનેબી નીચે જમીન ઉપર પડવા ચાહીઊં ને એકાએક તે દરવાજાથી તડાકાનો આવાજ નીકલીયો, ને હરધો દરવાજો તે જરબથી ભાગી ગયો,

ને કોટના કંગુરાઓ ધસી પડીયા. એવી સખ્ત લડાઈ તીહાં જાહેર થઈ ને કોટની શફીલ ઉપરના તમામ આદમીઓ હલમલી રહયાં. તે કોટ ઉપરનાં લશકરે શોર શાર કરી ભારી પથરે નાપાકજાદા સમીલાસ ઉપર મારવા લાગા. તેવાર દેવજાદા સમીલાશે પોતાના સર ઊપર ઢાલ પકડી, તેથી તે બદકેરદારને કશો આજાર પોંહોચીઓ નહી. તેવાર પછે તે નાપાકે તરીજી મરતબે ગેરજ ઊઠાવીને પોતાના બદ સુરત મોહોને કેહેર ભરેલું કીધું, એવામાં જાબુલના જંગલનો તરફથી એક ભારી ગેરદ ઉઠી, તે ગેરદે કરી આફતાબને પડદો થઈ ગયો. એમ કરતાં તે ગરદમાંથી એક લશકર બાહાર નીકલીઊં, પણ તે તમામ લશકર કીનાંનો વાશતે દોડ ધુપ ભરેલું ને લડાએક હતું, તે તમામ લશકર બખ્તરી સવાર હતું. તે તમામ લશકરે પોતાનાં તન ઉપર હથીઆર ભીડેલાં હતાં, ને તમામ સવાર એવાતો નોજવાન નેજાના મારનાર હતા, કે તેમાનો એક સવાર સમોલાશના લશકરના એક હજાર સવારનીગરદ કાહાડી નાખે એવા હતા. તે લશકરને હરોલ એક શેરપેકર જુનડો ઉડતો હતો, તેને જોઇને આસમાનના પાંચમાં બોરજની શુરત જે શેરની છે તે શેરનું દેલ ભી ડર તથા દેહેસત ભરેલું થતું હતું. તે લશકરમાં બીજા બાર જુનડા નજર આવીયા, તે બાર હજાર સવારની નીશાંન હતી. તથા પેહેલવાન ફરામરજનો બાશ જુનડો જરી અતલશનાં કપડાંનો હતો, ને તેના સર ઊપર હોમા જાનવરની શુરત બનાવેલી હતી. તે જુનડાની નોચે નામદાર ફરામરજ પોતે પોતાના બાપ જેહાન પેહેલવાન રૂસતમની મીસાલ કીનાંને વાસતે સરથી તે પાઊં લગે તમામ લોહાના બખ્તરમાં ગરક થયલો હતો. તું કેહે ગોયા એક ભારો મગરમછ લોહાના બખ્તરમાં ગરક હતું. તે નામદાર પેહેલવાને પોતાના સર ઊપર પોતાના નેઆગાંન પાદશાહા જમશેદની કોલાહા રોશન ખુરશેદની મીસાલની ચલકતી મેલેલી, ને ગોહરના જડાવનો કમરબંદભી પાદશાહા જમશેદનોજ બાંધેલો હતો. તે નામદારે પોતાના સર ઊપરની કોલાહામાં સીમોરગનાં પર ખોશેલાં, ને બખ્ત ઉપર એક શાએયો અતલશનો પાદશાહોની મીસાલનો પેહેરેલો, ને હીદુશતાનના લોકોની રશમ મુજબ તોપી ઉપર સરપેચ લપેટેલો હતો.

એ રવેશ તે હીંદુસતાનનો સરદાર નામવર ફરામરજ પોતાના ભારી લશકર સાથે દબદબાથી તે જગો આવી પોંહોંચીયો. તે નામદાર તીહાં આવીને જોય શું કે સીસતાન શેહેરમાં આદમીઓનો શોર શાર દીઠો, અને નાપાકજાદા સમીલાશને દરવાજાની નજદીક સર ઊપર ઢાલ પકડીને ઊભેલો દીઠો. જેવાર તે નામદાર પેહેલવાને દુરથી નેગાહ કરી જોયું તો પોતાના બુજોરગોનાં વતન ઊપર આફત દીઠું. તેજ વખત પોતાના લશકરના પેહેલવાનો ઉપર આવાજ મારીને કહીઊં કે, "અય મારા નામદારો, આજ રોજે મરદી કીધાનો દાહાડો છે. વાસતે તમોમાં જે કાંઇ મરદાનગી હોય તે જાહેર કરો, છઆ અગર નહીતો દુશમન લોકો એ સીસતાન શેહેરનો લોકો ઊપર દશતબોરદી કરશે." એટલું કહીને લડાઇનો કશદ કરી ઘોડાને એડ મારી, પછે એક પોકાર એવોતો જોરથી મારયો કે તેથી આસમાનનું દેલભી ગાભરૂ પડી ગયું ને જમાનો ધ્રુજવા લાગો. અને નાપાકજાદા સમીલાશનું લશકર ગાભરૂં પડી ગયું, તે લોકોને એવું લાગું કે ગોયા પાહાડ ઊપર સહી જાનવર ફ્રેસાદમાં આવી પોકાર કરતાં હતાં. એ રવેશ પોકાર મારીને પછે તે નામદારે કહીઊં કે "અય નાપાકજાદા ચોર સમીલાશ, હવે તું જાણ કે હું તેહેમતન રૂસતમનો બેટો શેર મરદ ફરામરજ તારી અજલનો કાશદ આવી પોંહોંચીયોછું. અય કમબખત, તું નથી જાણતો કે જે જગો હું લડાઇનો કસદ કરી ઘોડાને જોલાંન દેઊંછું તે જગો ઊપર એ ફરતો આસમાનભી પોતાના પીઆરા જીવને મારા ઘોડાના પાઊં નીચે ધરેછે તથા મારા નેજાએ કરી કોહેબોસતુનનેભી તેની જગોથી ઉખાડી નાખું છું. હું મારા ભારી ગોરજે અલબોરજ પાહાડનેભી શોરમાની મીસાલ બારીક કરી નાખુંછું. હું એક હોમલામાં શો હાથીઓને જગોથી ઉઠાવી જમાન ઊપર મારૂછું. વાસતે હવે તો તું ખાતરીથી જાણ કે તારૂ મોહોત નજદીક આવી પોંહોંચીઊ, અને તારો દાહાડો સીહા થયો છે.

એટલું કહી તે નામદાર પેહેલવાન, નાપાકજાદા સમીલાશનાં લશકર ઊપર જઇ પડીયો. જેવાર તે તુરાની તથા માજંદરાની લોકોએ નામદાર ફરામરજને દીઠો, કે તે તેજીમાં આજરગોશાસપની મીસાલનો,

તથા કઊઅતમાં શેરની મીસાલનો, લહાએક પેહેલવાનનો તોડનાર છે, તેવારે તમામ લશકર જેમકે વરૂને દેખીને ગોસપંદનાં ટોલાં નાહાસે તે મીસાલ તે નાહાશવા લાગું. તે નાપાકજાદા સમીલાશના લશ-કરમાં પોકાર તથા શોર ઉઠીયો ને જેમકે સખત વાથી ઝાડનાં પા-તરાં પરાગંદે થાય, તે મીસાલ સરવ કોઇ નાહાશવા લાગું. તે તમાશો જોઈ શીસતાનના કોટ ઉપરથી ઓરતો તથા મરદોનો પોકાર ઉઠીયો, ને શાદીનાં નગારાંના આવાજ થવા લાગા. તેવાર રૂપાને બદનની ખુરશેદ બાંનુએ કોટ ઉપરથી આવાજ મારીને સમીલાશને કહીઊં કે, "અય હેરેમનજાદા બદકાર દેવ, હું તુને વધાઇ કરૂય કે તારૂ મોહોત શાહાના દરમેઆનમાંથી સેતાબી કરતું એકાએક આવો પોંહોંચીઊંછે. ઇઆને તાહાશ મોહોતનો લાવનાર જેહાન પેહેલવાન રૂસતમનો નામદારી ભરેલો બેટો દેલાવર ફરામરજ રેયનાં મેદાનની તરફથી રાહા માપતો એકાએક એ જગો આવી પોંહોંચીઓછે. અને તે નામદારે આવતાં વાર તારા લશકર ઉપર કીનાંની તલવારે કરી આતશ નાંખીયોછે, ઇઆને તે નામ-દારે પોતાની કવી બાજુએ કરી એક લેહેજામાં તારાં લશકરની ખરાબી કીધી ને તારાં લશકરના લોહીએ કરી એ સોસતાનનાં જંગલનું મેદાન જેહુનના દરીઆવની મીસાલ મોજા મારતું કીધુંછે. તે લોહીમાં તારા લશકરનાં બેસુમાર આદમીઓની લોથો મગરમછની મીશાલ ખેંચાઇ જાયછે તેથી હવે તું નીશચે જાણજે કે તારૂ બખત પુરૂં બરગસતે થઇઊં છે."

## હેકાયત લખીછે કે પાછો ફરીયો નાપાકજાદો ચોર સમીલાસ સીસતાનનાં દરવાજા ઊપરથા, અને તાના મારીયા તે બદકાર દેવ ઊપર નેકબખત ખુરશેદબાંનુએ.

એવા સખુન કોટની સફીલ ઊપરથી દેલાવર ખુરશેદબાંનુ-ની જુબાનથી સાંભલીને નાપાકજાદા સમીલાશ માજંદરાનીએ પાછું ફરી જોયું તો પોતાના તમામ લશકરને પરાગંદે થઇ નાહાશતું દી

હું. તેથી ગોસામાં આવી પોતાના લશકર ઊપર પોકાર મારીને કહીઉં કે, "તમો એ રવેશ હીચકારાની મીસાલ ગાભગ પડીને શા વાસતે નાહાશો છો!" તેવાર તેનાં લશકરના લોકોએ તે કીના ભરેલા સમીલાશને કહીઉં કે, "અય નામદાર સમીલાશ તું તો જાણતો નથી, પણ એકાએક ઇરાનની તરફથી નામદારી ભરેલું એક ભારી લશકર આવી પોંહોચીઉં છે. તે લશકરમાં બાર જુંડા ઊડે છે, તેથી માલમ થાયછે કે એ લશકરમાં બાર હજાર સવાર છે, તે તમામ તલવારના મારનારા ને નામના ઊઠાવનારા દેલેરો છે. તે લશકરની હરોલ એક પેહેલવાન ભારી પાહાડનો મોસાલના ઘોડા ઉપર સવાર થયલો છે, તે નામદાર પેહેલવાને આવતાં વાર આપણા લશકરના લોહીએ કરી એ મેદાનની ખાક મજીઠને રંગની કીધી છે. અગરજો તું એની સામે નહી જાય, ને હમો લોકોની મોસાલ તાહારા ઘોડાની લગામ ફેરવીને નાહાશો તો ખુબ છે. તે દેલાવર પેહેલવાને આપણાં તમામ પેહેલવાનો તથા સવારોને નહસાડયા છે." એવી નાખુસ વાત પોતાનાં સવારોની જુબાનથી સાંભલીને સમીલાશ માજંદરાની ભારે દલગીર થયો અને સીસતાન લેવાની ઊમેદથી નાઉમેદ થયો. પછે પોતાની પાસે જે નવસો મણનો ગોરજ હતો તે પાછો ખાંધ ઉપર મેલીને પેલા તરાપા ઊપર બેસીને સેતાબી કરતો પાછો પેલી ખાહીની આ તરફ આવીયો, ને ખાહીના એ તરફના કીનારા ઊપર આવી ઊભો રહીને ખુરશેદબાનુ ઊપર આવાજ મારીને કહીઉં કે, "અય નાપાકજાદી જાદુગર જાલની બેટી, તું જો કે એ પેહેલવાન જે રેયેનાં મેદાનની તરફથી તારી મદદે એ જગો આવીયો છે, તેનો સીનો તથા ગરદન આ મારા ભારી ગોરજે કરી શા રવેશ કુટી નાખું છું; અને તેવાર પછે પાછો એ શેહેર ઊપર લડાઇ કરવા આવી એ શેહેરને હું પાયામાલ કરશ તે ચોકશ જાણજે."

એટલું કહીને પછે સમીલાશે માજંદરાની જુબાનમાં હાકમ કરીને પોતાના ઘોડો મંગાવીયો, તેથી તેજ વખત ચરવાદારે ઘોડો લાવીને હાજેર કીધો. નાપાકજાદો સમીલાશ તુરત તે ઘોડા ઉપર સવાર થઇને પોતાના લશકરની તરફ આગલ નીકલી ચાલીયો. તીઆં જઇને જોય શું કે તે જગો તો મુએલાં આદમીઓની લોથોના ઢેકલા થયલા, ને તે

જંગલમાં દરીઆવના પાણીની મીસાલ લોહી મોજ મારતું હતું. તે તમાશો જોઇને સમોલાશ ગાભરો પડી ગયો, ને દેહેસતે કરી તેના લબ બંધાઈ ગયા. પછે કેટલોએક વાર અંદેશો કરીને ફરામરજની લડાઇમાં મોહો ધરીઓ, ને જેમ કે સખત વાએ કરી આતશ રોશન થાય, તે મીસાલ ગોસાએ કરી તેઓમાં આવીયો. એમ કરતાં જેવાર સમોલાશ તે લડાઇગામાં ગયો. તે તેની નજદીક જઈ પોહોંચીયો, તેવારે તેની નજર નામદાર ફરામરજ ઊપર પડી. તીહાં જોય શું કે એક શેરની મીસાલનો સવાર પેહેલવાનની સુરતનો દીઠો, કે તેણે પોતાનાં સર ઊપર જરી કોલાહ મેલેલી, તથા ખાંધ ઊપર છ ફુલની ઢાલ લટકાવેલી, ને તીશ વામનો નેજો ઘોડાના સર ઉપર બેહુ કાંનની વચે ઊભો કરી મેલેલો, તથા પીઠ ઉપર તીરનો ભાથરો લટકાવેલો, તથા ફેતરાક ઊપર પેચદાર કમંદ નાખેલી, અને આજર ગોશાસપની મીસાલ તેઓથી પોકાર મારતો હતો. અને સીધા સરવની મીસાલ ઘોડાના જરી જીન ઊપર બેઠેલો, અને ભારી વજનનો ગાવીઆની ગોરજ જીનનાં હરનાં ઊપર મેલેલો, ને બાજુ ઉપર પેહેલવાની કમંદ લટકાવેલી હતી. અને તે નામદારની રાન નીચે એક ઘોડો તકાવર રખસની મીસાલનો હતો જેથી તે નામદારને સરવ કોઈ તાજબખસ રૂસતમ કરી જાણતા હતા. તે દેલાવર હરતરફ પોતાના ઘોડાને શેરની મીસાલ દપટાવતો, નેજાના નોકે કરી એકજ હોમલામાં તરણ જંગી દેલાવરોને જીન ઉપરથી ઉઠાવી લેતો. જેવાર તે નામદાર પોતાનો ભારી ગોરજ ઉઠાવતો તેવાર મસત હાથીઓને એકજ જરબે ખાકમાં બરાબર કરી નાખતો હતો. એવા દબદબા ભરેલા પેહેલવાનને જોઇને નાપાકજાદો સમીલાશ પોતાનાં દેલ સાથે ડરીયો, પણ લાચીરથી ઘોડો દપટાવતો તે નામદારની સામે ગયો.



## હેકાયત લખીછે કે, મોકાબેલ આવીયો નાપાકજાદો સમીલાશ માજંદરાની નામદાર ફ્રગમરજની અને ગોફ્તેગો કીધી તે બેઊ દેલાવરોએ એક એક સાથે.

એમ કરતાં જેવાર સમોલાશ માજંદરાની નામદાર ફ્રગમરજની નજદીક આવી પોંહોંચીયો, તેવારે કલેજાનાં જોરથી એક પોકાર મારીને ફ્રગમરજને કહીઊં કે, "અય ઊંધાં બખતના મરદ, અગર જો તું લડાઇનો કરનાર મરદ છે તો મારી મોકાબેલ આવ. એ તુરકી તથા માજંદરાની લોકો સાથે શા વાસતે લડે છે?" જેવાર નામદાર ફ્રગમરજે સમીલાશની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે તેની તરફ નેગાહ કરી જોયું, તીઆં જોય શું કે એક બદશુરત જીઆંગાર દેવને પોતાની સામે આવતો દીઠો, કે તેને જોયાથી હેરેમનબી ડર ખાઇને નાહાશતો હતો. તે નાપાકના મોહોડામાના ઉપલા દાંત વરૂની મીસાલના હતા, તેમાંથી બે દાત ભુંડનાં દાંતની મીસાલના બાહાર નીકલેલા હતા. તે નાપાકજાદા દેવની બેહુ બાજુ હાથીની રાનની મીસાલની નજર આવતી તથા કદમાં મનારા કરતાં ઊંચો હતો. તે નાપાક દેવનુ મોહો ગલીનાં રંગ કરતાંબી સીહા હતું. અને તેની દાહડીના બાલ સફેદ, તથા અબરૂના બાલ જરદ હતા. તેનાં બેહુ લબ ઊંટના લબની મીસાલના ઝુલતા હતા. અગર જો તે નાપાકજાદો દેવ પોતાનું કદમ દરીઆવમાં મેલે તો તેનાં નેહેશ કદમે કરી દરીઆવમાંથી પાણીબી સુકાઈ જાય, ને ખાક ઊડે એવાં નેહેશ કદમનો તે નાપાક હતો. તે દેવજાદાના તનમાં ચાર બખતર પશમો પેહેડેલાં હતાં, તથા ખાંધ ઊપર ઢાલ અને તીરનો ભાથરો ને કમરબંદની જગો શોનાની સાંકલ કમર ઊપર બાંધેલી, ને તમામ લડાઇનાં હથીઆરે કરી પોતાનું તન સમારેલું, અને બોલંદ પાહડની મીસાલના ઘોડા ઉપર સવાર થયલો હતો. અને તે નાપાકના ભારી ગોરજે કરી જમાનોબી આજેજ આવતો, એવા નાપાકને જોઇને નામદાર ફ્રગમરજે પોતાનાં દેલ સાથે કહીઊં કે, " એ મગરમછ સાથે તો રૂસતમ સીવાય કોઇ બીજો બરાબર આવી શકવાનો નથી. મેં ઘણાએક ભારી પેહેલવાનો તથા દેવો સાથે લડાઈ કીધી છે, પણ એ નાપાક

જેવો દેવ તો આજ લગી કોઇએ દીઠો તો નહીં. એ નાપાકજાદો દેવ મકર ભરેલા તથા ચારા ભરેલા ચોર એકદસતનો બેટો છે, તેથી એ નાપાક પોતાના બાપ એકદસતની મીસાલનો જબારદશત છે, તે બદ ખસલતના ચોર એકદસતની મીસાલનો જેહાનના દરમેઆનમાં કોઈ બીજો હતોજ નહી. પણ એ નાપાક તો પોતાના બાપ કરતાંબી દશ ઘણો મકર તથા હીલામાં બરતર છે. એ નાપાક પોતાના બાપની મીસાલા નસીબાનો ઇઆર છે, વાસતે હું નથી જાણતો કે એ લડાઇમાં એની સાથે હું શી રવેશ બર આવશ. એ નાપાકજાદા દેવની નજદીક લડાઈ તો ગોયા ખુશી ભરેલી મજલેશની મોસાલની છે, ઇંઆને લડાઈને વખત એ બદ તોખમનો દેવ ઘણો ખુશી થાયછે."

એ રવેશ નામદાર ફરામરજ પોતાના દેલ સાથે અંદેશો કરતો હતો. એવામાં નાપાકજાદા સમીલાશે એક પોકાર નરે દેવનો મીસાલ મારીને ફરામરજને કહીઊં કે, "અય લડઇના કરનાર મરદ, તું પોતાનું નામ તથા નસલ તથા બાપ તથા પાદશાહા મારી નજદીક કેહે ને મને વાકેફ કર કે તું કોણ તોખમનો પેહેલવાન છે." તેવાર નામદાર ફરામરજે તેને જવાબ દીધો કે, "અય નાપાક ઊંધા બખતના રજાલા ચોર તું મને મારૂ નામ શું પુછેછે ? હું તે પેહેલવાની ઝાડનું ફલ છું, કે જે નામદારનો લડાઇમાં મસત હાથી તથા શેરના આશરાં રેહેતા નથી, અને તે પેહેલવાનોનો શેરદાર જેવાર ગોસામાં આવેછે તેવાર નર અજદાહાના તન ઉપરથી ચામડી ફાડી નાખેછે, ને તેના દબદબાથી જમીન તથા જમાનો ધુજેછે, ને તેના ભારી ગોરજે કરી ઘણાએક ભારી દેવો કુટાઇ ગયાછે, તે નામદાર પેહેલવાનથી હું જેહાનના દરમેઆનમાં ઇઆદગારી રાખુંછું. મારૂં નામ મારા બુજોરગવાર જાલેજરે મોબારક કદમનો ફરામરજ કરી રાખોઊંછે, અને મારો બાપ જેહાન પેહેલવાન રૂસતમ છે. અને મારી ઓલાદ તો પાક દીનના પાદશાહા જમશેદ, તથા જેહાન જેહેલવાન કેરશાસપ, તથા નામદાર નરીમાંનના સામે સવારથી છે. તે મારા નેઆગાનનો બુનીઆદ પાદશાહોના પાદશાહા તેહેમુરસ દેવબંધથી કેહેવાયછે. અય બુરા ખાનદાનના દેવ, હું તારી પછવાડે આવીયોછું, તે જાદગર પાદશાહા કેખોસરોના

હોકમથી આવીયોછું. મેં એ શહામાં આવતાં નાપાકજાદા ગરંગાસ સગસારી સાથે લડાઇ કીધી ને તે નાપાકજાદા ગરંગાશનાં તનને ખુન તથા ખાકમાં લપેટી નાંખીઊં છે, તેજ મીસાલ તારા તનનેભી ખુન તથા ખાકમાં લપેટી નાખુ. એટલા વાસતે હું તારી પછવાડે કીનાથી દોડતો આવીઓછું. અય દગાબાજ ચોર, તેં કમીગાહા કરીને હમારાં પાદશાહાના લશકર ઊપર સખેખુન મારીઊં, પણ જેવાર હું તારી લડાઇમાં શેરની મીસાલ આવી પોહોંચીયો, ને મેં તુને આજેજ કાધો, તેવાર તું બતંગ આવીને પાદશાહા કેખોસરોના લશકરની તરફથી મોહો ફેરવી સેકસત ખાઇને નાહાઠો, તેવો તું રતોરાત ચોરની મોસાલ રાહા માપતો જાબુલસતાનની તરફ આવીયોછે, કે તે જગા કોઇ નામદાર પેહેલવાન હાલમાં હાજેર નથી તેટલામાં સીસતાંન શેહેર લેઊં. નાપાકજાદા બદ તોખમના ચોર, તુને એ શેહેર લેવું ઘણું કામ રાખેછે, પણ મને હીનદુસતાનમાં એક સેતારેશનાસ નજુમીએ એમ કરી કહીઊંછે કે, 'એક મરતબે તમો લોકો ઊપર એ આસમાંન ઉલટો ફરશે, તેના સબબથી તુંને તારાજ પાઊં દગો કરશે, તેથી તું બેચારા આદમીની મીશાલ જમીન ઊપર પડશે, એવામાં નાપાકજાદો સમીલાસ તારે ઊપર કમંદ નાખશે, ને તારી ગરદન બંધમાં આવશે. જેવાર એ રવેશ સમીલાશની લડાઇમાં તું પોતાના ઉલટા બખતની ચાલથી બંદમાં પકડાશે, તેવાર સીશતાન શેહેર એકવાર સમીલાસ માજંદરાનોનાં હાથમાં આવવા જોગ થશે, પણ જેવારે તું કેદમાં પકડાય ને સીસતાન શેહેરની એવી હાલત થાય તેવારે તું એમ કરી જાણજે કે, તે નાપાકનાં મોહોતની નીશાન છેક નજદીક આવીછે. કારણ કે તેજ વખત એકાએક જેહાન પેહેલવાન રૂસતમ તે જગો ઊપર આવી પોહોચશે. તે નામદાર એ સમીલાસને જીવતો પકડીને સીસતાન શેહેરના દરવાજા ઉપર શુલી દેશે, ને એ નાપાકનાં તનને જાબુલી લશકર પાસે તીર અંદાજી કરાવશે અને જેવા આજાગથી એ સમીલાસના બાપ એકદસતને જેહાન પેહેલવાન રૂસતમે જીવતો પકડીને સુલી દેઇ મારીયો હતો તેજ મીસાલ એ નાપાકજાદો સમીલાસભી ખોહારીથી મારીયો જશે.' એ રવેશ એક નજુમીએ મને કહેલુંછે, તેથી એમ કરી જાણ કે તે પીલતન રૂસ-

તમબો જે વખત જાયછે તેમાં મારી પછવાડે આવી પોંહોંચવો જોઈ એ. તે નામદાર એકલો તમામ જેહાનના બદકારો ઉપર ઉપર કોનો લેવાને બસ છે. તું એમ કરી જાણતો હશે કે સીસતાન શેહેર લેઇને રૂસતમનો ગંજ ખજાનો હાથ કરૂ, પણ તારી તાકાદ શી કે સીસતાનમાં ની પડેલી ઇમારતની એક ઇંટબી તું ઊઠાવી શકે? અય બદ નામના અને બુરી ઓલાદના ચોર, અવલ તો તું મને જણાવ કે તેં સરફરાજ જાલેજરને દગાથી કેદ પકડીયોછે, તે નામદારને તેં શું કીધું? કારણ કે તેં એકાએક તે સરફરાજને રાતને વખત ગફલતથી પકડીયો હતો. અગરજો તે રાતને વખત મને તારાં એવાં કામની ખબર હતે તો હું તેજ વખત સેતાબ ધુઆંનીમીશાલ તારી લડાઇમાં આવી પોંહોંચતે, ને તારા રેસન રોજને સીહા કરો, તે નામદારને તારા બંધમાંથી ખલાશ કરતે. વાસતે અય સમીલાસ તું મને રાસત કેહે કે તેં તે બુઢા જાલને શુ કીધુંછે, અને તે બુજોરગને કયાં કેદ કીધો છે. જો તું હજુબી તારૂં ભલું ચાહે તો હમણાં સેતાબ પાછો ફરી જા, ને તે નામદારને બંધથી ખલાસ કર. અગર નહી તો હું તારા જીવથી દમાગ કાહાડી નાખશ, ને તારાં તનને મારી તેજ તલવારે કરી રેજરેજ કરી નાખશ."

જેવારે નાપાકજાદા સમીલાસે નામદાર ફરામરજની જુબાનથી એવા સખુન સાંભલીયા તેવારે પોતાના દેલ સાથે હસીને ફરામરજને કહીઊં કે, "અય દેવજાદા, મેં તારી સાથે ઘણી વખતે લડાઈ કીધી છે, ને તારા હાથથી હું આજેજ થયો છું, કારણ કે તું તો તારો બાપ જાલનાં રૂસતમ કરતાંભી લડાઇમાં ઘણો બરતર છે; પણ હવે તો એવુ હોતુંજ માં, કે તું મારે ઉપર આ લડાઇમાં ગાલેબ આવે. તારો નેઆગાન જાલેજર તો એવી બતંગ જગોમાં કેદ છે, કે તે બુઢો હેરેમન બેચારો થઇ તે જગો પોકારીને પોતાનું મેહોત માગે છે. વાસતે અય ફરામરજ, તું કીઆં જાયછે, અવલ તો તું પોતાનો ગમ ખા, કે હમણાં તું મારા હાથથી ખાક સાથે બરાબર થઈ જશે ને તારી માહેતમમાં તે બુઢો મારાં બંદીખાનામા બેઠો બેઠો જાર બેજાર રડશે. અય કમબખત, તું મારી પછવાડે એ જગો જાબુલની મદદે નથી આવીયો, પણ તું તો એક ગોરખરની મીસાલ ચાહીને નરે શેરની ચુંગાલની

નજદીક અજાણમાં પોતાનું મોહોત લાવવા આવી ઊભો છે. નામદારી ભરેલો સમીલાસ તે હું છું. મારો બાપ નામદારી ભરેલો જેહાનનો બુજોરગ પેહેલવાન એકદસત કેહેવાતો હતો, તેજ નામદારનો બેટો શેર મરદ સમીલાસ તે હું છું. તું નથી જાણતો કે હું થકી તુરાન જમીન આબાદ છે, ને પાદશાહા અફરાસીઆબનું દેલ ખુશી ભરેલું રેહે છે, ને મારા દબદબાની મદદથી તે પસંગનો બેટો રાતને વખત ખુશી ભરેલો ખોઆબમાં આશાએસથી સુએ છે. તે નેકબખત પાદશાહે મને કહીઊં છે કે, 'અગર જો તું પેહેલવાન જાબુલસતાન ફતેહ કરી રૂસતમની બેટીઓને તે જગોનાં ગંજ ખજાના સાથે મારી નજદીક લાવે તો હું તુંને પોતાની બેટી આપું ને પોતાનો દામાદ કરી મારી તમામ પાદશાહીનો તાલુકો તારો કરી આપું.' એ રવેશ તે પાદશાહોનાં પાદશાહા અફરાસીઆબે મને ઊમેદ આપી દેલાશાથી કહીઊં છે, તેથી હું તે ઊમેદને વાસતે એ રવેશ સરગરદાન થતો એ જગો આવેયો છું. તો અય કમબખત અને બુરા તોખમનાં સગજી, તું મારી પછવાડે એ બુરા લોકોની મદદે શા વાસતે આવીયો છે? હવે તો તું જો કે હવડાં હું તારા તનને ખાકમાં નાખીને એ સીસતાનના મોલકને ખરાબ અને વેરાન કરી એ જગો જેહુનના દરીઆવની મીસાલ જાબુલી લોકોનું લોહો જારી કરશ, સામેસવારના દસતાનના એવાનને આતશે કરી બાલી નાખશ અને તેવાર પછે એ જગોથી પાછો ફરી બીજી મરતબે રેયનાં મેદાનની તરફ જઇ બગેર બાપના કેખોસરોની સાથે લડાઈ કરી તે પાદશાહાને તથા શેરની વજનના કરનાર બરજો, તમુર, નોજરશાહાના તુસ, ફરેબોરેજ, ગોદરેજ, તથા ગેવ અને બીજન એ સરવેને તે પાદશાહા સાથે જીવતા રેહેવા દેવશ નહીં. અને તેઓની સાથે જેહાનબખશ, કેરશાસપશાની, સામ, તોખાર, કરીમાન, તથા ઊંચા બખતનો સગજી રૂસતમ એ સરવ કોઇને જીવતા પકડો શુલી ઊપર ચહડાવશ કે તેથી જેહાનના દરમેઆનમાં મારી યાદગારી રહી જાય, ને કેઆમત લગી લોકો મને સાબાસ કરીને કેહે."

એ રવેસના સખત સખુનો બદ તોખમના સમીલાસની જુબાનથી સાંભલીને નામદાર ફરામરજે તેને કહીઊં કે, "અય નાપાકજાદા

રજાલા ચોર, તું એવડી લાફ મારવાથી તારો જુબાનને કેદ કર. જેહાન પેહેલવાન રૂસતમ તો ગોયા એક શાહાબાજ જાનવરછે, ને તું તે પોલતન પેહેલવાનની નજદીક એક કાગડાની મીસાલનો છે; બલકે એક માંખની મીસાલ તું તેની નજદીક કસા હીસાબમાં નથી. જે નામદાર જેહાન પેહેલવાન રૂસતમ જેહાનમાં કેહેવાય છે તે નામદારનો હું એક કમીનો બંદો છું અને મારૂં નામ ફ્રામરજ છે. અય નાપાક, તું એવડો ડમર સા વાસતે કરે છે? મગર તું એ લડાઇમાં મને પકડશે તો હું તે વાતથી ખુશી છું. મને પેલા આબેદ નજુમીએ કહેલું છે કે, 'જેવારે તું સમીલાસ માજંદરાનોના હાથમાં કેદ પકડાશે, તેવારે એમ કરી જાણજે કે એ સમીલાસનીભી આખેર આવી.' વાસતે હું તો રાજીજ છું કે એ લડાઇમાં તારા હાથમાં પકડાઊં. અગર એ લડાઇમાં હું તુંને પકડું તો તારો ગરદનમાં રસી નાંખીને તુંને ચોરની મીસાલ એ સીસતાનના દરવાજા ઉપર શુલી દેઊં, કે તુંભી જાણે કે જાબુલ જમીનના પેહેલવાનો એવાબી દેલેર છે."

## હેકાયત લખી છે કે, લડાઈ કીધી નામદાર ફ્રામરજે સમીલાસ માજંદરાની સાથે સીસતાન શેહેરના દરવાજા આગલ.

જેવારે સમીલાસે નામદાર ફ્રામરજની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે તે પોતાના દેલમાં ડરીયો. પણ દેલ દરેદ ભરેલું કરી ગોસાથી લડાઈની તરફ મોહો કીધું. લશકરે લડાઇની સફ ખેંચી, તેથી તું કેહે ગોયા તે મેદાનમાં અલબરોજ પાહાડ બરપા થયો હતો અને સીસતાનના કોટ ઉપર સીસતાનના તથા જાબુલ શેહેરના લોકો ઉભા રહી ને તેઓની લડાઇનો તમાશો જોવા લાગા હતા. હવે જાબુલસતાન શેહેર માંથી તથા શેહેર બાહારના લોકોમાંથી કીનાના નગારાના એવાતો આવાજ નીકલીયા કે તેથી ગોયા આફતાબભી ગુમરાહા થયો હતો. હવે આ તરફ સમીલાસ માજંદરાનીતથા તેહેમતન રૂસતમનો બેટો નામદાર ફ્રામજ જે સખત લડાઈ કરતા હતા તેઓની દોડ ધુપથી તે મેદાનની ગર-

દ બોલંદ આશમાન સાથે પોંહોંચવા લાગી. અવલ તો તે બેહુ દેલાવ-રોએ પોતપોતાના હાથમાં નેજા પકડીયા ને આંખમાંથી શરમને દુર કીધી, ને ડાહાબી તથા જમણી તરફ ઘોડો ફેરવીને એક બીજા ઊપર નેજા મારવા લાગા. તે નેજાનાં નોકે કરી તેઓનાં બખતરની કડીઓ તુટી ગઈ. તે લડાઈનો તમાશો સફીલ ઊપરથી શેહેરમાના તમામ લોકો જોતા હતા, કે એ લડાઇમાં આસમાનથી શી રવેશનો રંગ નજર આવે છે. એવામાં એકાએક નાપાક સમીલાસ ગોસામાં આવીયો, ને હાથમાંથી પેચદાર નેજો નાંખીને ભારી વજનનો ગોરજ ઊઠાવીયો અને પછે એક પોકાર બાહારનાં વાદલની મોસાલ મારીયો. તેના પોકારથી કબુદો રંગનો આસમાનભી ધુજીયો. તેવારેં નામદાર ફરામરજેભી પોતાનો ભારો વજનનો ગોરજ જે પાહાડને તોડનાર હતો તે ઉઠાવીયો, ને ઘોડાના જીન ઉપર ઊસતવાર બેસીને પોતાનાં દેલ સાથે એમ કરી કહીઊં કે, "એવા સેતમગાર દેવબચા મરદની મોસાલ તો મગરમછભી લડાયક હોય નહીં, એના પોકારથી આસમાનભી જમીન ઊપર પડવા ચાહેછે." હવે બીજી તરફ સમીલાસ પોતાનાં દેલસાથે અંદેશા ભરેલો થઇને કેહેવા લાગો કે, "અફસોસ! એ શું થયું કે મને એ મુજી ફરામરજ સાથે એ સીસતાનનાં જંગલમાં એકાએક કામ આવી પડીઊં. અગરજો એ ખબર મને રાહામાં થતે કે કીનાથી ફરામરજ મારો પછવાડે દોડીયો આવેછે તો હું હરગેજ એ તરફ આવતે નહીં, ને રાહામાંથી હરેક જગો આગલ પછવાડે નીકલી જતે." એવી રીતનો અંદેશો કરો પછે તે નાપાકે પોતાનો ગોરજ જે નવસો મણનો હતો તે ઉઠાવીને ફરામરજ ઊપર હેરેમનની મીસાલ હોમલો કરી આવીને તે નામદારનાં સર ઉપર જોરથી મારીયો, તેથી તે તહેમતનનો બેટો પોતાના દેલમાં ડરીયો. તે નામદારનાં મોહોડાનો રંગ અડતાલની મોસાલ જરદ થઇ ગયો. તે વખતે નામદાર ફરામરજને હેરાસ દેવની લડાઈના જરબની યાદ આવી. તેનો જીવ શોર ભરેલો થયો. હવે પેલી તરફ ખુરશેદબાંનુએ સમીલાસને ફરામરજ ઊપર ગોરજ મારતો દીઠો, તેવારે તેનું તન નેતનાં ઝાડની મીસાલ લરજીઊં. તે ભારો ગોરજના જરબનો ધપકો સાંભલીઆથી પારેસ પરેહજગરનું મોહોભી જરદ થઇ ગયું. હવે પેલી તરફ જેવારે સમીલાસ માજંદ-

શનીનાં ભારી ગોરજના જરબે કરી ફ્રામરજની આંખમાં ચકર આવી ગયાં, તેને જોઈ તે નાપાકજાદો સમીલાસ પોતાનો ઘોડો દપટાવતો આગલ નીકલો જઈને દુર જઈ ઊભો. જેવારે નામદાર ફ્રામરજે એવો જરબ સમીલાસના હાથથી દીઠો, તેવારે ચાલાકી પકડી હોશીયારીથી ઘોડાની પીઠ ઊપર ઊસતવાર થયો. પછે પોતાના ઘોડાને એડ મારીને તે નામદાર પેહેલવાન સેતાબી કરતો નાપાકજાદા સમીલાસની મોકાબેલ લડાઈને વાસતે ગયો. પછે પાહાડની મીશાલનો પોતાનો ભારી ગોરજ ઉઠાવીને બીઆબાનના શેરની મીસાલ એક પોકાર મારીને માજંદરાનનાં બદસુરત દેવ સમીલાસને કહીઊં કે "અય એકદસતના બેટા, અગર તુ નામદારી ભરેલો સવાર છે તો હવે મારા ગોરજનો એક જરબ સંભાલ". તે નામદારનું એટલું કેહેવું કે, સમીલાસ માંજંદરાનીએ પોતાનાં સર ઊપર ઢાલ પકડી, કે તે નામદારના હાથનો જરબ રદ કરી નાંખે. પણ નામદાર ફ્રામરજે એક ગોરજ એવોતો તેની ઢાલ ઊપર મારીયો કે તેના જરબનો આવાજ આસમાન લગી જઈ પોંહોંચીયો, ને તેથી સમીલાસનું દેલ દરદ ભરેલું થયું. તે જરબથી નાપાકજાદા સમીલાસની બેહુ આંખમાં જેહાન સીહા થઈ ગઈ, ને તેની આંખે ચકર આવી ગયાં. તે જરબથી તે નાપાકનાં તન મધેનાં તમામ હાડકાં ધ્રુજવા લાગાં, તેથી સોસર્તીએ કરી ઘોડા ઊપરથી ખાકમાં પડવા ચાહીઊં, પણ તે નાપાક શરમને વાસતે દેલમાં હોશીઆરી પકડીને ખબરદારાથી બેઠો રહીયો. તેની આંખે જે અંધારાં આવી ગયાં હતાં તેના સબબથી આંખ મીચી રહયો હતો. એમ કરતાં જેવાર કેટલેક વારે તે નાપાક પાછો હોશમાં આવીયો, તેવારે માજંદરાનના દેવની મીસાલ કેહેર તથા ગોસામાં આવીને એક પોકાર બબર જાનવરની મીસાલ મારીને ફ્રામરજ ઉપર હીલાથી દોડીયો તેવાર નામદાર ફ્રામરજબી તે બદકાર દેવની સામે થયો, ને તે બેહુએ એક એક ઉપર કીનાની લડાઈને વાસતે પોતપોતાનાં ઘોડા જોહોકીયા. અને જોશમાં આવી એક એક ઉપર પોકાર મારતા ને એક એકનાં સીના ઉપર બેદરેગ ગોરજ મારવા લાગા. તેઓના ભારી ગોરજનો અવાજ સાતમા આસમાંન લગો જતો, તેથી તે જગો જે સનીશચર શેતારે હતો તેના દેલમાંભી લરજો પેદા થતો, ને જમાનો દીવાનો થઈ ગયો હતો.

એમ કરતાં નાપાકજાદો સમીલાશ જોસમાં આવીયો, ને ગોશાએ કરી એક બીજો ગોરજ નામદાર ફરામરજ ઊપર મારીયો, તેનો અવાજ આસમાનોના ફરેશતાઓના કાનમાં ગયો. પણ જંગી ફરામરજે તે સમીલાશના ગોરજને રદ કરી નાંખ્યો. ને પોતાનો ઘોડો ધુઆની મીસાલ આગલ દપટાવીયો, ને કીનાએ કરી સમોલાશ માજંદરાની ઊપર ગોરજ મારીયો. તે નામદારના તે જરબે જમીન તથા જમાનો ધુજતો ને તે ભારી ગોરજના જરબથી નાપાકજાદા સમીલાશની ઢાલના ફુલ છુડાઈ ગયાં અને તેનાં ધકાથી સમીલાશનો હાથ વાંકો વલી ગયો. તેનાં સબબથી તેની ઢાલ તેના સર ઊપર લાગી, તેથી તેના સરમાં એવો તો જરબ લાંગો કે તે નાપાકના મગજમાંથી નાકની રાહે લોહી જારી થયું, ને તે ગોરજના ધકાએ કરી સમીલાશના ઘોડાની કમર તુટી ગઇ, તેથી તે નાપાક બદ બુનીઆદનો દેવ ઘોડા સાથે બેઆરીથી ખાકમાં પડીયો ને તેનાં સર ઊપરથી કોલાહા નીકલી ગઇ, ને તેનું મોહો ખાકમાં લપેટાઇ ગયું. જેવાર નામદાર ફરામરજે નાપાકજાદા સમીલાશનો એવો બુરો હાલ દીઠો તેવાર પોતાનો ઘોડો દપટાવતો વાની મીસાલ સેતાબ આગલ નીકલી ગયો.

## હેકાયત લખી છે કે, આજેજ થઇને પથર મારીઆ નાપાકજાદા સમીલાસે નામદાર ફરામરજ ઊપર અને ગાભરો પડયો તે નામદાર તે મારાથી.

એવામાં સમીલાશ સેતાબ તેજીથી આજર ગોશાસપની મીસાલ ઉઠીયો, ને બખતરની દામન ગેરદાંની. પણ નામદાર ફરામરજની દેહેસતથી તેનું તન નેતરના ઝાહાડની મીસાલ ધ્રુજતું હતું, અને તેનાં નખમાંથી લોહી જારી થએલું, ને મોહો ગરદ તથા કફ ભરેલું, ને સર બરેહને થએલું હતું. એ રવેશ તે નાપાકજાદો સમીલાશ ઘાભરો પડી ગએલો, પણ જેવો ઉઠીયો તેવોજ તે જગોની જમીન ઉપરથી ભારી પથર ઊઠાવીને ફરામરજ ઊપર પેદરપે મારવા લાગો. તે પથર નહી હતા ગોયા નવસે મણના ગોરજ કરતાંભી ભારી હતા. એવો મા-

મલો જોઇને દેલેર ફરામરજ પોતાનો ઘોડો દપટાવીને સમીલાશ ઊપર જતો કે તે નાપાક ઊપર જખમ મારે. તેવાર તે સમોલાશ પાણી પીઆદો વંટોલીઆના વાની મીસાલ તે જગોથી સેતાબ આગલ દોડીને નાહાશી જતો, કે જેથી નામવર ફરામરજનો ઘોડો તે દેવનાં પાછલી ગરદનેભી પોંહોંચી શકતો નહી, એવો દેવજાદો સમીલાશ દોડવામાં તેજ હતો. તેથી નાહાશી જઇ હરેક જગો ગારમાં ભરાઇ જતો, ને જેવાર ફરામરજ પાછો ઘોડો ફેરવીને લશકરની તરફ આવવા ચાહાતો તેવારે તે નાપાક પાછો બાહાર નીકલીને પછવાડેથી ફરામરજ ઊપર પથરનો વરસાદ વરશાવતો હતો. તે અંદેશાએ કરી શેર દેલ ફરામરજનું દેલ બલાપામાં પડીઊં અને પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે, એ બદ ગુમાનનો સમીલાશ તો એ રવેશની હીલાની લડાઇ લઇ બેઠો છે, તેથી હવે હું કેવી રીતે એ બદ બુનીઆદ સાથે લડાઈ કરૂં ને એના તન ઊપર જખમ શી મીસાલે મારૂં. કારણ કે એ નાપાકે તો લડાઇને વખતે ચોરીનો પેશો પકડીયો છે, અગર જો એ બદ મજહબનો દેવ મેદાનમાં મારી મોકાબેલ આવતો હોય તો હું એ બદબુનીઆદ સાંથે કોશેશથી લડાઈ કરૂં."

એવો અંદેશો કરીને તે નામદાર પેહેલવાનો તાબમનો ફરામરજ પોતાના દેલમાં ઘણો ગમગીન થયો પછે દેલમાં ગોશો લાવીને પોતાના મોહોડાં ઊપર આડી ઢાલ પકડી, ને પોતાને તથા ઘોડાને બંચાવતે હતો. પણ તે નામદાર ફરામરજનું દેલ પોતાના જીવ કરતાં પોતાના ગોરાબ ઘોડાથી ઘણું દરદ ભરેલુ થયું, કે મબાદા એ નાપાકના હાથનો એક પથર મારા ઘોડાના મગજમાં લાગશે તો મારેયો જશે, તો એ ઘોડા બગેર હું પાંગલો થઇ બેસશ. વાસતે એ જગો મારો જાન જાએ તો ખેર છે, પણ એ મુબારેક ઘોડાને બંચાઊં. એ રવેશ ઘોડાનો ગમ ખાઇને ઘોડાના શર ઊપર ઢાલ પકડીને તેને બંચાવા લાગો. પછે અંદેશો કરીને હોકમ કીધો કે, "એક બીજો ઘોડો મારી સવારીને વાસતે લાવે." તે હોકમ સાંભલતાં વાર ફરામરજના બેટાનો એક ઘોડો બાદપા નામનો ઘણો તેજ હતો તે લાવીને હાજેર કીધો, તેથી તે ગોસા ભરેલો પેહેલવાન શેતાબ પોતાના પીઠ ઊપરથી

કોતરીને પોતાના બેટાના ઘોડા ઊપર સવાર થયો, ને ગોશબ ઘોડાને પોતાના લશકરમાં મોકલી દીધો. તે પોતે નાપાકજાદો સમીલાશની લડાઇને વાસતે મહસત હાથીની મીશાલ મોહો ઉપર કરૂ લાવીયો. એવામાં નાપાક બશલતનો સમીલાશ એકાએક ગોસાથી નર અજદહાની મીસાલ જોસ કરતો તે જગો આવી, પોંહોંચીયો ને, તે બદ બુનીઆદના દેવે એક પથર ઘણો ભારી નામદાર ફરામરજનાં સર ઊપર મારીયો, પણ તે પાકજાદ પેહેલવાને પોતાના મોહોદા ઉપર આડી ઢાલ પકડેલી હતી તે ઢાલ ઊપર એવોતો જોરથી લાગો કે તેની ઢાલનાં ફુલ ઊડી ગઆં, તેવાર જેહાન પેહેલવાન રૂશતમનો બેટો ફરામરજ ઘાભરો પડી ગયો. તેજ વખત પોતાની બાજુ ઊપરથી ચાચી કમાંન ઊતારીને ચીલો ચહડાવી, અને તે બદ ગોહરના સમીલાશ ઊપર તીર વરશાવા લાગો, પણ નાપાક જાદો સમીલાશ તે નામદારનાં તીરને પોતાની ખાતેરમાં લાવતો નહી હતો, ને તમામ તીરને રદ કરી નાંખતો હતો. અને આગલ પાછવાડે દોડી તે નામદાર ઊપર બે અનદાજે પથર મારતો હતો. જેવાર પેહેલવાન ફરામરજે પોતા ઊપર એવો સખત મામલો દીઠો તેવાર પાક પરવર દેગારની નજદીક પોકારતો ને એમ કરી કેહેતો હતો કે, "અય પાક શાહેબ, એ નાપાકની લડાઇનો મને આગલ એવી ખબર નહી હતી, કે એ નાપાકજાદો કીનાંને વખત એ રવેશ દુરથી પથર મારેછે, માટે એ બે બુનીઆદ દેવનાં હાથથી તું મારો બંચાવ કર." એ રવેશ કેહેતો ને તે બે બુનીઆદ દેવ ઉપર તીર મારતો હતો. પણ તે માજંદરાનીની લડાઇથી તે નેકબખત પેહેલવાનનું દેલ દરદ ભરેલું હતું, તેથી ગોશાએ કરી એક તીર તરણ પેહલુનો કમાંન ઊપર ચહડાવીને તે બદગોહર ઉપર જોરથી મારયો. જેવારે તે તરણ પેહેલુનો તીર ફરામરજની કમાનમાંથી છુટે, તેવાર નાપાકજાદો સમીલાસ જમીન ઊપરથી હવાની તરફ વીશ વાંમ ઊંચો કુદતો અને ફરામરજનાં તીરને રદ કરી નાંખતો હતો. તે તમાશો જોઇ ફરામરજ ઘણો અજબ રહયો. ને પોતાનાં દેલમાં કેહેવા લાગો કે, "મેં ઘણાએક ભારી દેવો તથા પેહેલવાનો સાથે લડાઇઓ કીધી છે, પણ આજલગી એવો બદકાર અને ચારા ભરેલો કોઇબી મરદ મારી લડાઇમાં આવીયો તો નહીં. એ નાપાક દોડવામાં પરંદાં જાનવરમાં

જે બાજ જાનવર ઘણું ઊડનાર છે, તે કરતાંભી બરતરછે. તથા જોરમાં તો નરે દેવની મીસાલને, તથા શેર કરતાંભી ઘણો ઊચો કુદેછે". એ રવેશ તે નામદાર પેહેલવાને વીચાર કરીને પછે બીજો એક તીર કમાન ઉપર ચહડાવીને તે નાપાક ઉપર મારીયો તેભી તેણે રદ કીધો. તેવારે ફરામરજે ગોશામાં આવીને એક તરીજો તીર જોરથી નાપાક જાદા સમીલાશ ઊપર મારીયો, તેવાર તે આજારને દેનાર સમીલાશ જમીન ઉપર શુઇ ગયો, તેથી તે તીરભી ઉપર રહીને નીકલી ગયો, તેજ વખ્ત તે નાપાકે જમીન ઊપરથી સેતાબ ઊઠીને એક ભારી પથર ઉઠાવીને ફરામરજ ઊપર મારીયો. પછે ફરામરજે એક ચોથો તીર તરણ પરને તથા પેહેલુને હતો, કે જે તીર સખ્ત પથરમાં તથા લોહાની એરનમાં દાખેલ થતો, તે તીર કમાન ઊપર ચહડાવી સમીલાશ ઊપર મારીયો, પણ તે નાપાક તે તીરને આવતો જોઇ બાજુ ઊપર ખશી ઉભો, તેથી તે તીરભી રદ ગયો. એમ કરતાં જંગી ફરામરજે તે હીલા ભરેલા સમીલાશ ઉપર ચાલીશ તીર પેદરપે મારીઆ, પણ તેમાને એકભી તીર સમીલાશનાં તન ઉપર લાગો નહીં. પણ તે નાપાક દમબદમ ફરામરજ ઉપર ઉપરા ઉપરી ભારી પથરો મારતો હતો, તે પથરોને તે નામદાર પોતાની ઢાલ ઊપર ઝીલી લેતો.

એ રવેશ તે દેવની તોખમના સમીલાશેભી શીતેર પથર હોનર ભરેલા ફરામરજ ઊપર મારીયા. એવામાં સપેહેશાલાર ફરામરજ ગોશામાં આવીને પોતાનાં હાથમાંથી કમાંન મેલી, મીઆનમાંથી તેજ તલવાર કાહાડી, ને જોસાથી આજર ગોશસપની મીસાલ સમીલાશ ઊપર ઘોડો દપટાવતો ગયો. તે નામદારને જોશભર આવતો જોઈને બદ બુની આદને સમીલાશ નાહાસવા લાગો, પણ નામવર ફરામરજ પોતાનાં હાથમાં તેજ તલવાર પકડીને તેનાં પછવાડે તેજીથી ઘોડો દપટાવતો, ને દેલના ગોસાથી પોકાર મારતો હતો, ને એમ કરી કેહેતો હતો કે, "અય નાપાકજાદા ચોર માજંદરાની, તું મારી નજદીકથી એવડો શાવાસતે નાહાઠો જાએ છે? તું તો એમ કેહેતો હતો કે હું સમીલાસ માજંદરાની લોહાના તનને એક જબ્બરદસ્ત શેર છું, તેથી મારી ચુંગાલે કરી ફરતા આશમાનનેભી ખાકમાં નાખું છું એવો હું એકદશાતને

બેટો જબરદસત છું, એ રવેશ તું કેહેતો હતો, ને હવડાં જેમ શે-રને દેખીને હરણ નાહાશે તે મીસાલ તું શા વાસતે નાહાશે છે? અને તું નાહાસીને કીહાં જાએ છે? હવે તો તું ખાતેરનીશાં રાખજે, કે અગર જો તું રાતની શીહાઈની મીસાલ નાહાશી જઈને શીહા ગારમાં પોતાની જગો કરી બેસરો, ઈઆ મગરમછની મીસાલ તું ઊંડા દરીઆ-વમાં જઈ મકાન કરી બેસશે, ઈઆ તું સેતાગની મીસાલ બોલંદ આ-સમાંન ઉપર જઈ કરાર પકડી બેશશે, તોભી હું તુંને તે જગોથી ખેંચી લાવીને મારી તેજ તલવારે કરી તારો શીહાઇ ભરેલો પલીદ જીવ કાહાડી નાખશ." એ રવેશ નામવર ફરામરજ કેહેતો હતો, ને નાપાકજાદા સ-મીલાશ માજંદરાનીનો પછવાડે પોતાનો ઘોડો પતજદીના વાની મીસાલ દપટાવતો હતો.

હવે એ કેતાબનો જોડનાર શાહેર એમ કરી લખે છે કે, જેવાર નામવર ફરામરજની લડાઈમાં, સમીલાશે કમર બાંધી, ને તે શેર નર ફરામરજને હાથે તે નાપાકજાદા ચોર માજંદરાનીનો ઘોડો મારીયો ગયો, તેવારે તે એકદસતનો બેટો પાઊં પીઆદે દેલાવર ફરામરજ સાથે લડતો હતો, ને બેદેહેસત ફરામરજ ઊપર પથર મારતો હતો, ને એવો તો પો-કારતો કે તેના પોકારથી ભારી પાહાડનાં દેલભી ફાટતાં હતાં. પણ તે સરકશ ચોર કબી ફરામરજની નજદીક આવીં જાહેરમાં લડતો, ને કબી જાદુઈને જોરે નાપેદા થઇ જતો, ને કબી તેજ વાની મીસાલ ના-હાશી જતો, એ રવેશ તે નાપાક બદ બુનીઆદનો સમીલાશ દગાબા-જીની લડાઇ કરતો હતો. એમ કરતાં તે મેદાનમાંથી તમામ પથર થઇ રહીયા, તેવાર તે નાપાક સેતાબ પાહાડની તરફ જઇને બીજા પથર ચું-ગાલમાં પકડી લેઈ આવતો અને બેદેહેસત તે નામદાર ઊપર પથરનો વરશાદ વરશાવતો હતો. તે મામલો જોઈને બસો દેવ જે સમીલાશના લશકરમાં ઘણા ભારી જાદુગરો હતા તે નાપાકોએ આવીને સમીલાશને કહીઊં કે, "અય માજંદરાનના શેરદાર, તું ઉસતવારીથી એ જગો ઉભો રેહે ને અમો પાહાડની તરફ જઇએ, ને તુને જોઇએ તેટલા પથરા તારી નજદીક પોંહોંચાડીયે, ને તું તે પથરે કરી સગજી બચા રૂસતમના બેટા ફરામરજનું તન કુટી નાખ." એટલું કહી તે બસો પલીદો ભરેલા બદ-

કાર દેવો તે પાહાડની તરફ ગયા, ને તેઓએ પાહાડમાંથી તેજ ચુંગાલે કરી ભારી પથર ઊખાડીઆ, ને પેદરપે સમીલાશને પોંહોંચાડતા ગયા. એમ કરતાં તે દેવોમાં એક દેવ કુનદાર નામનો ઘણો બુરો અને બદકાર તથા ચારા અને મકર ભરેલો હતો, તે દેવ એક લેહજામાં તમામ જેહાનમાં ફરી વલતો હતો. તે જીઆંગાર કુનદાર દેવ પેલા બસો દેવો ઉપર સરદાર હતો, તે બદકેરદાર દેવને સમીલાશે એમ કરી કહીઊ કે, "અય હોનર ભરેલા દેવ, તું આપણાં લશકરમાંથી લડાઇના કરનારા દશ હજાર દલેર સવારોને પોતાની સાથે લેઇને એ જગોથી આગલ જા, ને પાહાડની કઢણમાં પોતાના લશકર સાથે કમીગાહ કરી બેશ, ને હું મકર તથા ફરેબ તથા ચારાથી એ મેદાનમાંથી નાહાઠો, તારી તરફ આવું છું, જેવારે હું તારી તરફ નાહાઠો આવશ, તેવાર ફ્રામરજ મને નાહાશતો જોઇને મારી પછવાડે ઘોડો દપટાવતો તેજીથી આવશે, તેવાર હું રાહાના દરમેઆનમાંથી નાહાઠો નાહાઠો જે પાહાડની તરફ તું છુપાઇ બેશશે તે જગો આવી પોંહોચશ. જેવાર એ સગજી બચ્ચો ફ્રામરજ મારો દુંબાલો કરતો એ જગો આવે, તેવાર તમો તે પાહાડની કઢણમાંથી સેતાબ બાહાર નીકલીને તે એખલા સવારને આશપાશથી ઘેરી લેજો, પણ તમો હોશીઆરીથી કામ લેજો, કાંકે એ તેહેમતન રૂસતમનો બેટો ફ્રામરજ તો એક ભારી બલા છે. અગર તમો તેને એખલો સવાર જાણીને ગફલતથી કામ લેવા જશો તો તમો દશ હજાર પેહેલવાનોમાંથી એક આદમીને તે જીવતો જવા દેશે નહીં. એ નાપાક તો દલેર શોહોરાબનો ભાઈ, શેર મરદ બરજોનો કાકો, પોતાના નેઆગાન સાંમેસવારની મીસાલનો લડાએક પેહેલવાન છે. વાસતે તમોને તાકીદ કરી કહું છું કે, એની લડાઇમાં નચીંત રેહેતા નાં. જો આપણે એવો ચારો કરીને તે શેકારી શેરને આપણાં ફાંદામાં લાવીયે, તો એમ કરી જાણવું કે આપણી મોરાદ બર આવી." એ રવેશ કહી નાપાકજાદો મકર ભરેલો સમીલાસ પાછો ફ્રામરજની લડાઇમાં ગયો, ને પેલો નાપાક કુનદાર દેવ પોતાનાં લશકરમાં ગયો, અને તે લશકરમાંથી દશ હજાર જંગી દેવો જે ઘણા લડાએક સવારો હતા તેઓને ચુંટી કાહાડીને બેમાલુમ ઊગટ રાહે પાહાડની તરફ જઇ

એક ગાર હતો તેમાં છુપો થઇ બેઠો, ને નામવર ફરામરજની લડાઇમાં હોશીઆર રહયો, કે તે સરકશ પેહેલવાન સમીલાશની પછવાડે આવે તો તે ઉપર ગોરજ તથા તલવારે કરી જેહાંન સીહા કરી નાંખે. એવામાં એકાએક સમીલાશ પાણી પીઆદો તે પાહાડની તરફ મકરથી નાહાશવા લાગો, પણ નામદાર ફરામરજ તે નાપાકના મકરથી વાકેફ નહી હતો, તેથી તે દેલાવર પેહેલવાન તલવાર ઊઠાવીને તેની પછવાડે સેતાબ બાહારનાં વાદલની મીસાલ તેજીથી દોડીયો જાતો હતો.

## હેકાયત લખીછે કે, ગયો નામવર ફરામરજ દેવજાદા સમીલાશ માજંદરાનીની પછવાડે કમીગાહની જગોની નજદીક અને ઘેરાઇ ગયો સમીલાશનાં લશકરથી.

એમ કરતાં દેલાવર ફરામરજ પોકાર કરતો નાપાકજાદા ચોર સમીલાશની પછવાડે ઘોડો દપટાવતો પેલા પાહાડનાં ગારની નજદીક જઇ પોંહોચીયો. એવામાં સમીલાશે એક પોકાર કલેજાના જોરની મારીને માજંદરાંની જબાનમાં કુનદાર દેવને કહીઉં કે, અય મારા શરકશ દેવ હોશીઆર થા, કે તેહેમતનના બેટાને હું ફરેબથી એ જગો લેઇ આવીયો છું. તે નાપાકનું એટલું કેહેવું કે, કુનદાર દેવની સાથે જે લશકર કમીંગાહામાં છુપું બેઠું હતું, તે સેતાબીથી પોકાર કરતું પાહાડની કઢણમાંથી બાહાર નીકલી આવીઉં, ને દોડતા જઇને શેર મરદ ફરામરજને વચમાં ઘેરી લીધો. હર તરફ તુરાની તથા માજંદરાની સવારો ધરપકડ કરતાં દોડવા લાગા, તેથી જંગલનાં શેરોનાં દેલભી ગાભરાં પડી ગયાં. જેવાર કીનાના લેનાર ફરામરજે તે લશકરને એ રવેસ દીઠું, કે એકાએક પાહાડની કઢણમાંથી કમીગાહા કરી નીકલી આવાંઉં, તેવારે ફરામરજના રોખસારા જરદ થઇ ગયા. ને પોતાનાં દેલ સાથે કહીઉં કે, એવો દગો મેં જાણીઓતો નહી, હવે મારો રોસન રોજ સોહા રાતની મીશાલનો થયો તે ખરો. કારણ કે એ બેસુમાર માજંદરાની તથા તુરાની લશકર મારાં એક તન ઉપર એ

ભારી લશકર કીનો ઉઠાવી આવી પોંહોંચીઊછે. મને એકાએક એ તરફ એકલું આવવું મુનાસેબ નહી હતું." એ રવેશ પસતાવો કરી નાચાર થઈ દેલમાં હીમત પકડી, જોબાન ઉપર પાક યજદાનું નામ લેઈ તલવાર ખેંચીને જેમ બાહારનાં વખતમાં વાદલ પોકારે તે મીસાલ પોકારી તે લશકર ઊપર મગરમછની મીસાલ ધસીઓ. ને બોલંદ આવાજે પોકાર મારી કહીઊં કે "અય નાપાક લોકો, મગર તમો મારાં નામથી તથા કામથી વાકેફ નથી, કે તમો એ રવેશ બેહોશ આદમીની મીસાલ મારી લડાઈમાં દોડીયા આવોછો ? એ ચારો નાપાક બદગોહર સમીલાસે કીધો છે, પણ એ કામ કીધાથી તે બદબુનીઆદ પસેમાન થાશે, તે હવે પછી તમો નજરે જોશો કે તે રજાલા દેવને એજ સીસતાના શેહેરના દરવાજા ઊપર ખોઆરી સાથે ફાંસી દીધામાં આવશે, ને તેના રીમન તન ઊપર જાબુલ શેહેરના લોકો પાસે સગસારી કરાવીયામાં આવશે. તે નાપાક સમીલાસનાં મુવાથી પસંગના બેટાને ખુશીની જગે દરદ તથા માતમ પેદા થાશે. પણ તે કરતાં અય હરામજાદા સવારો, તમો પોતાના તનને શા વાસતે એ જંગલના વરૂના ખોરાક કરવા આવીઆછો ? મગર તમો મારીથી નહી ડરતા, પણ તેહેમતન રૂસતમથીબી ડરતા નથી, કે તે દેવબંધ પેહેલવાન રખશ ઊપર સવાર થઇને આવશે તો તમારાં તન તથા મગજનાં ગોસતની જીઆફત એ જંગલનાં ગીદ જાનવરને કરાવશે. તે કરતાં નામનો ઊઠાવનાર શેર મરદ બરજો આવશે તો, તમારાં લશકરની કશી નીસાંન રેહેવા દેશે નહી. તમો નથી જાણતા કે, તમારાં લશકરનો સપેહેસાર સગીલાસ છે, તેને જેહાન પેહેલવાન રૂસતમની બેટીએ લડાઈમાં શી રવેસ રેસવાં કીધોછે. જેવારે તે લડાઈના શેર લોકો રેયેના મેદાનની તરફથી હીયાં આવી પોંહોંચશે તેવારે તમારાં તનનાં હાડકાંબી દેખાશે નહી, ને તમારૂં ગોસત ચીલ જાણવરો ખાશે."

એવા સખુન દેલાવર ફરામરજની જુબાનથી સાંભલીને ફરામરજને સમીલાસે જવાબ દેઈ કહીઊં કે, "અય સવાર, એવું બેહુંદુ માં બોલ, ને હવે તું પોતનાં તનની ખલાસી માં જાણ. હવે તો ફરામરજનું નામ જેહાનમાંથી ગુમ થયું જાણજે. અગર તું એ જગો નર અજદાહાની મીસાલનો હશે તોભી પણ તું તારાં જાબુલી લશકરની તરફ

સલામત જઇ શકવાનો નથી. હવડાં હું ભારી પથરે કરી તારા તનમાંથી મગજ કાહાડી નાંખું છુ, ને તારી માતમમાં ઇરાન જમીનના પાદશાહાને બેસાડુછું. સગજીપચા રૂસતમ તથા બુરજીગર બરજોને જીવતા પકડોને જાદુગર જાલની સાથે એકઠા એક પાંજરામાં કેદ કરી પાદશાહા અફ્રાસીઆબની નજદીક મોકલી દેઊં છું, ને જાબુલ શેહેરમાંથી સામે સવારનો તમામ ગંજ ખજાનો મારા કબજામાં લાઊં છું." એટલું કહી તે સમીલાસે પોતાના લશકર ઊપર પોકાર મારી કહીઊં કે, "એ ફરામરજને આસપાસ ફરીવલીને જીવતો પકડી લેવો. તે નાપાકનું એટલું કેહેવું કે, પેલા માજંદરાની તથા તુરાની દશ હજાર સવારોએ એકઠો હોમલો નામદાર ફરામરજ ઉપર કીધો, ને સમીલાસેભી એક મહસત પાહાડની મીસાલનાં ઊસતવાર ઘોડા ઉપર સવારી કીધી. પેલો તરફ નામદાર ફરામરજ એખલો પેલા દશ હજાર સવારો ઉપર શેરની મીસાલ ધસીયો, ને મગરમછની મીસાલ પોકારીને તે માજંદરાની તથા તુરાની લશકરને મારવા લાગો. તે લશકરનાં માજંદરાની દેવનો ગોસાલના સવારોને ચુંમાલ મારી જીન ઊપરથી ઊઠાવીને બીજા ઊપર મારતો, તેથી તે નામવર એકજ હોમલામાં ચાર સવારોંને જીવથી પછાડતો. વલી તે દેલાવર કમરબંધ પકડી જીન ઉપરથી ઉઠાવી લેઇ હવા ઉપર ફૂંકતો, ને જેવારે પાછો તે નાપાક દેવ હવા ઉપરથો નીચે જમીન ઉપર પડવા ચાહતો, તેવારે તે નામદાર તેની કમર ઉપર એવોતો તલવારનો હાથ સાફ મારતો કે તેથી તે માજંદરાની દેવના તનના કાકડીની મીસાલ બે તુકડા કરી નાખતો. વલી કોઇ એક સવારને ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવીને બારીક કપડાંની મીસાલ આશાનીથી તેના તનને ચીરી નાખતો, કોઇને સર ઉપર મુકી મારી તેનાં સરમાંથી મગજ કાહાડતો હતો. એ રવેશ તે નામદાર પેહેલવાન મરદાનગીથી જોશમાં આવેલો હતો. વલી તે નામદાર એકુ સવાર ઉપર પોતાનો ભારી ગોરજ એવો તો મારતો કે તે સવારને તેના ઘોડા સાથે જમીન ઉપર બરાબર કરી નાંખતો. એક હેરેમનને પોતાના નેજાના નોકે કરી તેનાં ઘોડા ઉપરથી ઉઠાવી જમીન ઉપર ઊંધો નાંખતો, તેથી તે નાપાક ઘોડાના પાઊં નીચે પાયમાલ થઈ જતો. તથા કોઈ સવાર ઉપર ખેદંગી તોર મારતો તે તીરે કરી બે તરણ

સવારને સાથે વીધી નાંખી, તે તીર બાહાર નીકલી જતો. એ રવેશ નામનો ઊઠાવનાર ફ્રામરજ જે તરફ હોમલો કરતો તે તરફની જમીન આદમીઓનાં લોહીએ કરી લાલાને રંગની મીસાલની કરતો, અને આદમીઓની લોથના ટેકરા ઊઠાવતો હતો. સામેથી તે તુરકીઓબી જેમ વાદલમાંથી વરસાદના કતરા વરશે તે મીસાલ તે જાબુલ જમીનના હીંદી સરદાર ઊપર તીર, તથા નેજા, તથા તલવાર, તથા છુટ ભાલડીનો વરસાદ વરસાવતા હતા. તે હથીઆરોએ કરી ગોયા આસમાન ઉપર વાદલ થઈ આવીઊં હતું, ને તલવારોતો વીજલી મીસાલ ચમકતી હતી, ને આદમીઓનાં લોહીનો તો ગોયા વરશાદ વરસતો હતો, અને દેલાવર પેહેલવાનો વાદલની મીસાલ એકબીજા ઊપર પોકારતા હતા. તે લોહીની રેલમાં તકાવર ગોરાબ યાને ઘોડા મગરમછની મીસાલ તરતા હતા. અને બેસુમાર નેજાઓ, તથા છુટ ભાલડીઓએ કરી તમામ મેદાન વાંસના ઝાડની મીસાલનું નજર આવતું હતું, અને બખ્તરી સવારો તથા પાખર સાથના ઘોડાઓએ કરી જમીને ગોયા લોહીની ચાદર સર ઊપર ખેંચી હતી. તે વાસના ઝાડમાંના જંગલમાં દેલેર ફ્રામરજ ગોયા શેર ની મીસાલ પડી, તુરકી લશકરનાં ગોઆરામાં શેકાર કરતો હતો.

એમ કરતાં તે લશકરમાંથી તુરાની સવારો તથા માજંદરાની દેવો મલીને નવસો હેરેમનોને નામવર ફ્રામરજે જીવથી મારીયા. તેવારે તે નાપાકોએ બીજી મરતબે ગલબો કરી એકઠા થઇને ફ્રામરજ ઊપર હોમલો કીધો, ને એક મરતબે સરવ કોઇએ તલવાર તથા ગોરજ તથા નેજા ફ્રામરજ ઊપર મારીયા. અગર જો તેવા જખમ ભારી પાહાડ ઉપર મારે તો તે પાહાડનાભી તુકડે તુકડા થઇ જાય, પણ તે હથીઆરોથી કીનાના લેનાર ફ્રામરજને કસો આસેબ પોંહોંચીયો નહીં. તે નામદારની તલવારે કરી બીજા નવસો તુરકો તથા માજંદરાનીઓ મારેયા ગયા. જેવારે તે શરકસ દેવોએ ફ્રામરજની એ રવેશ મરદાનગી દીઠી, તેવારે સરવ કોઈ નાહાસીને દુર જઈ ઊભા, ને તે નામદારની ઉપર નજર કરી જોયું તો, તેની ગરદન તથા બાજુ ઊપર આફરીન કરવા લાગા, ને તે નામદારનો જોર તથા હોનર જોઇ ઘણાએક અજબ રહીયા. સરવ કોઇ પોતાની માહોમાહા કેહેવા લાગા કે, "એ દેલાવર

પેહેલવાનની લડાઈમાં જવું તે પોતાના હાથે કરી પોતાનો જાન ફોકટ ખોવા જવા બરોબર છે." એ રવેશ પોતાની માહોમાહે વાત કરી દુર જઈ ઉભા. જેવારે નાપાકજાદા સમીલાસે પોતાનાં લશકરને એ રવેશ આજેજ થયલું ને દુર જઈ ઊભેલું દીઠું, તેવારે તે નાપાકનુંભી દેલ દેહેસત ભરેલું થયું, પણ નાચારીથી પોતાના લશકર ઊપર પોકાર મારીને તુંદીથી ગોસામાં આવી કેહેવા લાગો કે, "અય બદબખત લોકો, તમો એટલા બેશુમાર સવારો છેવો તે છતાં એક જાબુલી સવારથો ડર ખાઈ ઘોડા ફેરવોને દેહેશતથી દુર જઈ ઊભા છો, તો તમોને જેહાનનાં દરમેઆનમાં કસી શરમ આવતી નથી ? અગર એ દસતાંન તુરાનનો પાદશાહા સાંભલશે, તો તેજ વખત ગોસાએ કરી તમારાં તન સરથી દુર કરાવી નાંખશે અને કેહેશે કે તમો એટલા બેસુમાર પેહેલવાનો હતા ને એક જાબુલી સવારથી આજેજ થયા, એવો તે પાહદશા તમો લોક ઊપર ગોશો કરશે. બીજું એકે, આપણા મુદઈ લોકો આપણી મશકેરી કરી હસશે. વાસતે તમો દશ હજાર સવાર છેઓ, ને એ જાબુલી એક તન એકલો સવાર છે. અગર એ સગજી બચો ફ્રામરજ બખતરમાં પુલાદના લોહાની મીસાલનો છે, તોભી પણ તમો બેશુમાર લશકર એ એક સવાર ઉપર એક એક મુઠી ખાકની નાંખો તો તેણે ટરોભી એ જાબુલી દટાઈ જાય. વાસતે તમો સેતાબીથી હીમત પકડીને બુઢા તથા જવાન સરવ કોઈએક મરતબે હોમલો કરો, ને એ સવાર ઊપર તીરનો વરસાદ વરસાવો કે એ સગજીને તોખમનાં ફ્રામરજનાં લોલોહોએ કરી એ મેદાનની જમીન લાલાના ચમનની મીસાલની થાય." જેહારે તે લશકરનાં લોકોએ બદગુમાન સમીલાસની જુબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે સરવ કોઈએ પોતાની કમાનને ચીલે ચહુડાવી ને નામદાર ફ્રામરજ ઉપર પાણીના કતરાની મીસાલ તીરનો વરસાદ વરસાવા લાગા. એમ કરતાં તે દેલાવરનાં તન ઉપરના બખતરમાં એટલા તો તીર લાગાં કે તું કેહે ગોયા તે ફ્રામરજના તન ઊપર મોરગની મીસાલ પડ ઉગેલા જેવાં લટંગતાં હતાં. તે નામદારના તનમાં બેસુમાર તીર લાગા હતા, તેથી તેનો ઘોડો શીસોદ જાનવરની મોસાલનો નજર આવતો હતો. પણ તે નામદાર પેહેલવાન હીમત પકડી તે લશકરનો ડા-

ઊભા જમણી પોતાનો ઘોડો દપટાવતો, ને તલવારે કરી તે લોકોનાં સર દડીની મીસાલ ખાકમાં નાંખતો હતો. એમ કરતાં જેવારે આફતાબ માથે આવીયો, તેવારે નામદાર ફરામરજનાં તનમાંથી લોહીના ફુવારા જારી થયા. તેથી તે નામદાર પેહેલવાન ઘોડાની પીઠ ઊપરથી કુદી પીઆદો થયો, કે તે ઘોડો આશાએસ પાંમે, પણ તે તકાવર ઘોડાએ જમીન ઊપર પડીને તેજ વખત પોતાનો જાન કબજ કીધો.

## હેકાયત લખી છે કે, નાઊમેદ થયો નામદાર ફરામરજ પોતાના ઘોડાનાં મરણથી અને લડાઇ કીધી તે નામદારે પાંઊ પીઆદો થઇને કુંદાજ દેવ તથા સમીલાસ સાથે.

જેવારે નામદાર ફરામરજનો ઘોડો મરણ પામીઓ તેવારે તે જોર તથા ઝલકાટ ભરેલો શેર મરદ પેહેલવાન નાઊમેદ થયો. અને પોતાના દેલ સાથે કેહેવા લાગો કે, " હવે મને એ જગો બીજો ઘોડો કોણ લાવી પોંહોંચાડે. એ ઘોડાના મુવાથી હવે મારો સેતારો પુરો બરગસતે થયો. " એ રવેસ દેલ સાથે અફશોસ કરી, પછે પાંઊં પીઆદે લડાઇ કરવાને વાસતે બખતરની દામન ગેરદાનીને હાથમાં ઢાલ તલવાર પકડીને વાદલનો મીસાલ ગૌસાથી પોકાર મારીને ચીતાની મીસાલ કુદતો, ને તે લશકરની ડાહાબી જમણી બેઊ તરફ તલવાર મારતો જતો હતો. ને પોતાનુ નામ કેહેતો હતો કે, " જેહાન પેહેલવાન તેહેમતન રૂસતમનો બેટો, શેર મરદ ફરામરજ હીંદુસતાનનો સરદાર તે હું છું. " એ રવેશ કહીને જે સવાર ઊપર કીનાની તલવાર મારતો તેને તેની સવારીના ઘોડા સાથે ચાર ટુકડા કરી નાખતો, યા અગર કોઇની કમર ઊપર લડાઇની તલવાર મારતો તે સવારને કાકડીનાં ખીલાની મીસાલ બે ટુકડા કરી નાખતો, ને જેમ કે સખત વાયે કરી ઝાડનાં સુકાં પતરાં ખડે તે મીસાલ માજંદરાની દેવોનાં સર તથા પાઊં ખાકમાં નાખંતો.

એમ કરતાં ફરીથી તે નામદારે એક હોમલામાં બસો સવારોને જીવથી મારીયા. પણ ઘણા એક જખમ મારવાથી નામવર ફરામરજની

તલવારની મુઠ ઊતરી ગઈ, તેવારે હાથમાં ભારી ગોરજ પકડોયો. ને જેમકે લોવાર લોકો એરન ઊપર ભારી હઠોડો કુટે તે મીસાલ તે દેવોનાં સર ઊપર ગોરજ કુટવા લાગો, જેથી ઘણાએક દેવોનાં સરમાંથી મગજ નીકલી ખાકમાં પડીયાં. એ રવેશ તે નામદાર પેહેલવાન કબીતો તુરાની લશકરમાંથી ઘોડાઓને તેના સવાર સાથે ઊઠાવી પોતાનાં સર ઉપર ફેરવી બરહમ મારતો, અને કબી ગોરજ તથા તલવારે કરી લડાઈ કરતો, પણ તે નામદારને તે દશ હજાર લશકરથી કસો ડર હતોજ નહી, ને જેમ એક ભુખો શેર ગોસપંદનાં ટોલામાં પડે તે મીસાલ ફરામરજ તુરાની લશકરમાં પડીયો હતો. એમ કરતાં તે મહસત હાથીની મીસાલના પેહેલવાનનાં ભારી ગોરજે કરી તરણસો દેવ બોઆરોથી ખાકમાં પડીયા. તેવામાં નામદાર ફરામરજના ગોરજનો દસતો કમાનની મીસાલ વાંકો વલી ગયો, તેથી તે નામદારે તેને પડતો મેલીયો. ને ગોસાથી પોતાના નેજા ઊપર ચુંગાલ મારીને પેચદાર સાંપની મીસાલનો નેજો ઊઠાવીયો, અને શેરની મીસાલ બખારીને મેદાનમાં કુદીયો. જે તરફ તે નામદાર પોતાનો નેજો ફેરવતો તે તરફ એક નેજાએ તરણ સવારને સાથે વીંધી નાખતો, અને કબી તરણ સવારને સાથે જીન ઉપરથી ઊઠાવી લેતો હતો. એમ કરતાં તે નેજાએ કરી તરણસો માજંદરાની તથા તુરાનીઓને મારીયા, તેથી તેના નેજાનું નોક તુટી ગયું. તેવારે તે નેજાને પડતો મેલીને સેતાબ બાજુ ઊપરથી ચાચી કમાન ઊતારી, ને ચીલે ચહડાવીને મહસત હાથીની મીસાલ પોકારીયો, ને ભાઠરામાંથી તીર ખેંચીને પરંદાં મોરગની મીસાલ તોર મારવા લાગો. તે નામવરનાં તોર જોઈને દુશમનનું લશકર લરજતું હતું. તે દેલાવર પોતાના એક તીરે કરી પાંચ, સાત, દશ, દેવને એકઠા વીંધી નાખતો હતો. એમ કરતાં તીરનો ભાઠરોભી ખાલી થયો, તેવાર ગમે કરી ફરામરજનું મોહો જરદ થઈ ગયું, કાંકે પોતાનાં તમામ હથીઆર કામથી રદ થઈ ગયાં. તેવારે તે નામદારે ગોસાએ કરી પોતાના અબરૂ ઊપર ચીન ચહડાવીને તે કામથી ઘણો ગમગીન થઈને કેહેવા લાગો કે, "અફશોસ મેં આટલી કોશેસ કીધી, પણ આખેર મારૂં કામ એવી નોબતને પોંહોંચીઊં, ને એ જંગલના દરમેઆનમાં હું એખલો પડીને ખોહારીથી મારીયો

જાણીછું. એ આસમાન તો મારી ઉપર હવડાં એમજ ફરીયો છે, પણ તેની ચાલ આગલ આદમી જાદનો કસો ચારો છેજ નહીં. વાસતે હવે તો હું હથીઆર બગેર બેચારો થયોછું. અફશોસ કે હું મારા લશકરથી દુર પડીયો, ને મારો રોસન આફતાબ વાદલમાં ઢંકાયો, અને મારો ગોશબ ઘોડોભી મારી રાન નીચેથી દુર પડીયો, તે શાથે હું એક તન એકલો અને મુદઇ લોકો હજારો હજાર સવાર છે. અફશોસ મારી જવાંમરદીનો તથા મારાં માથાં તથા મારી ગરદન તથા બાજુનો, અને અફશોસ મારા બાપ જેહાન પેહેલવાન રૂસતમનો, કે તે જેહાન પેહેલવાન મારી જુદાઇથી બુઢાપાના દાહાડામાં નાતવાન થઇ જશે તેનો. અફશોસ પાક દીનનો પાદશાહા કેખોસરૂ મજલેસમાં બેસી મારી યાદ કરશે, ને હું હાજેર નહીં તેથી તે પાકજાદ પાદશાહાનો જીવ નાખુસ થશે તેનો. અફશોસ મારો બેટો જેહાંનબખશ જે આઠ વરસ થયાં મગરેબની તરફ લડાઇ ઊપર ગયો છે, ને મને તે નામવર બેટાની કશી ખબર નથી કે તે બેટા ઊપર શી મુસીબત ગુજરતીહશે તેની જુદાઇનો તથા મારો નેઆગાન બુઢો જાલેજર, જે નાપાકજાદા સમીલાસના હાથમાં કેદ પડીયો છે તેનો. અને અફશોસ મારા બુજોરગ ભાઇ સોહોરાબના બેટાનો, કે તે શેરમરદ બેટા સાથે મને લાંબી મુદતની દુશમની ચાલતી હતી, તે દુશમની તુટીને જાનથી તથા દેલથી દોસતી થઇછે તે નવી દોસતીનો. અફશોસ મારા નેઆગાનનું વતન જે ગોયા બેહેસતની મીસાલનું જાબુલ શેહેર તે એક નાપાક બે બુનીઆદ ચોર, પાએમાલ કરી નાખશે તેનો. અફશોસ હીંદુસતાનમાં રાજા સએઅમબરીને મારાં મરણની ખબર થાશે, તેવાર તે મારા દેલનો દોસત મારા ગમથી પોતાની અંજુમન સાથે બરેહને સર થઇ માહતમથી જારી કરશે તેનો. અફશોસ મારી બેહેન આફતાબની મીસાલની બાનુંગોસસપ તથા જરબાનું નો, કે તે પાકજાદ બાનુંઓ એ નાપાક સમીલાસના હાથ ઊપર કેદ પકડાશે, તેથી મારા બુજોરગ ખાનદાનનાં નામને શરમીંદગી પોંહોંચશે તેનો." એ રવેશ તે દેલાવર પેહેલવાને પોતાનાં દેલ સાથે અફશોસ કરીને ગોસામાં આવી પોતાની કમરમાંથી ખંજર ખેંચીઊ, ને તે ખંજરે કરી તે લશકરમાંથી નવસો હુરૂમનોને ખાકમાં ઊંધા નાખીયા.

એમ કરતાં તે જેહાન પેહેલવાનનાં બેટાનાં હાથમાનું ખંજરબી તુકડા થઈ ગયું. તેવારે ચીતાની મીસાલ તે મેદાનમાં કુડવા લાગો, ને માજંદરાની તથા તુરાની સવારો ઉપર મુંકી મારવા લાગો, તે મુકોથી મારતાં તે દેલાવરના હાથનો પંજો ફાટી ગયો, નેતે નામવરની હથેલીમાથી લોહી જારી થયું. એ રવેશ તે નામદારે પોતાની મુકીએ કરીનેબી નાપાક જાદ્દા સમીલાસનાં લશકરમાંથી ચારસો દેવનાં મગજ કાહાડી નાખીયાં. એવી રીતે લડાઇ કરતાં જેવારે આફતાબ માથે આવીયો, ને ગરમીએ કરી પેહેલવાનોનાં લબ પેઆસે શુકાવા લાગા તેથી શુસત થઈ ગયા. હવે એ કેતાબનો જોડનાર સાહેર એમ કરી કેહછે કે, જેહાન પેહેલવાન રૂસતમનો બેટો ફ્રરામરજ જોર તથા હોનરમાં આસમાંનના કાનમાં હલકો પેહરાવે એવો જબરદસત હતો, બલકે જમાનામાં તે નામવરની બરાબરીનો કોઇ બીજો પેહેલવાન હતોજ નહીં, પણ જેવાર તેનુંબી બખત બરગસતે થયું, તેવારે જમાનાએ તે નામવરની આંખ આંધલી કીધી; તેથી તે લડાઇના મેદાનમાં એક ઊંડી સુરાખ યાને દર હતું, તે ફ્રરામરજની નજરે આવીઊ નહીં. તે નામદાર તો દુશમેનોની લડાઇમાં જુહમમાં પડેલો હતો, તેથી તેનો પાઊ એકાએક પેલા દરમાં ગલી ગયો. તેજ વખત તે પગ ગુઠણમાંથી ઉતરી ગયો, તેથી તે પાહાડની મીસાલનો પેહેલવાન ચીતાની મીસાલ જમીન ઊપર પડીયો, તેથી તે નામવરનો એક પાઊ જુઠો પડી ગયો, તેથી તે દરદ ભરેલો થયો.

## હેકાયત લખી છે કે, કમંદ નાખી બંધ કીધો નાપાકજાદ્દા સમીલાસ માજંદરાનીએ જેહાન પેહેલવાન રૂસતમના બેટા નામદાર ફ્રરામરજને.

હવે નામદાર પેહેલવાન ફ્રરામરજનો પાઊ એકાએક તુટો, ને તે જંગી પેહેલવાન ખાકમાં પડીયો. તે જગોથી ઉઠે, એવા અંદેશા સાથે પોતાનું સર જમીન ઊપરથી તેણે ઉઠાવીઊં. જેવારે દુરથી સમીલાસે એવો મામલો દીઠો તેવારે ખુશીથી દોડતો આવીને તે નામદારના સર ઉપર પછવાડેથી કમંદ નાખી, તેથી તે નામદારનું સર તેના બંધમાં

આવીઊં, પણ નામવર ફરામરજ તે કમંદને કસી રીતે પોતાની ખાતે-રમાં લાવીયો નહીં; ને ચાહીઊં કે એક જોરે કરી તે કમંદને તોડી નાખે. તેવાર બેબુનીઆદ સમીલાસે માજંદરાની જોબાનમાં પોતાના લશકરના દેવોને પોકાર મારી પોતાની મદદે બોલાવીયા, તેથી બીજા તરણસો દેવો જે ઘણા જબરદસત હતા તેઓએ દોડતા આવીને તરણસો કમંદ એકઠી પેહેલવાન ફરામરજની ગરદનમાં નાંખી, ને જેમ કે મસતી ભરેલા શેરને બાંધે તે મીસાલ બાધીને ખેંચતા પોતાનાં લશકરમાં લેઇ ગયા. જેવારે નામદાર ફરામરજ કેદ પકડાયો, તેવારે નાપાક સમીલાસ ઘણો ખુશી થઇને સેતાબ ફરામરજનાં લશકરની તરફ દોડતો ગયો. એ ખબર જેવારે ફરામરજનાં લશકરને થઇ કે તે નામદાર ઉપર એ રવેશ જમાનાએ આફત નાંખીઊં, તેવારે તમામ જાબુલી લશકરમાં પોકાર તથા શોર ઊઠીયો. એવામાં નાપાક સમીલાસ કીનાં ભરેલું મોહો કરી જાબુલી લશકર ઊપર જઇ પડીયો, અને તે લશકરને બરહમ મારવા લાગો. જાબુલી લશકરના સરદારોએભી જીવપર આવી લડાઇમાં કમર તંગ કીધી, ને માજંદરાની લશકર ઊપર આફત વરસાવા લાગા. એમ કરતાં બંને લશકર એક એક સાથે ભેલાઇ ગયાં, તે લડાઇનો શોરશાર આસમાન લગો ગયો. જાબુલના દેલેરો લડાઇ તો કરતા હતા પણ તેઓનાં માથા ઊપર ફરામરજ સરદાર નહી હતો તેથી તેઓના પાઊં કાંપતા હતા, અને તે લડાઇમાં તેઓએ કસો ફાયદો દીઠો નહીં.

હવે એનો શાહેર એમ લખે છે કે, "સરદાર બગેરનું લશકર હરગેજ લડાઇમાં ફતેહમંદી દેખે નહી. અગરચે ઘણાભી મરદાને મરદ હોય તોભી તેઓનાં પાંઊં ધુજે." એમ કરતાં જેવારે ફરામરજનાં લશકરે સમીલાસના લશકરનો જોર ઘણો દીઠો, તેવારે સરવ કોઇ પોતાના ઘોડાઓની લગામ ફેરવીને રેયેતાં મેદાન તરફ નાહાઠા, પણ તેઓની પછવાડે સમીલાસે દુંબાલો કરીને તેમાંથી ઘણાએક સવારોને જીવથી મારીયા, પછે પાછો ફરી પોતાના લશકરમાં આવીયો. પણ બાનું ગોશસપે તે દેવજાદાને મેદાનમાં રોસવા કીધો હતો તેની શરમે કરી તે ગમગીન હતો. એમ કરતાં જેવારે તુરાની લશકરના સરદારો સમીલાસની નજદીક આવીયા, અને તે માજંદરાનીને કેહેવા લાગા કે, "અય લડા

યક સરદાર, તું જોકે એ લડાઇમાં આપણું બેશુમાર લશકર મારેઉ ગયું, તોભી આપણે જાબુલ શેહેર ફતેહ કીધું નહીં. તે કરતાં આજ લગી એ જાબુલ શેહેર કોઇથી લેઇ શકાયું નથી, તો હવે આપણે નાહક એ જગો પડી શા વાસતે રહયે." જેવારે સમીલાસે પોતાનાં લશકરના પેહેલવાનોથી એવા સખુનો સાંભલીયા, તેવારે તેઓને એમ કરી કહીઉં કે, "અય મારા નેકખાહા સરદારો, તમો કહો છો તે દરૂસત છે. પણ હું એ જગો રૂસતમની બેટીના હાથથી એવો રોસવા થયો છું, કે તે સબબથી યા તો હું હવે એ જગો જાબુલીઓનો જાન લેઉં, ઇઆ મારો પોતાનો જાન આપું; પણ એ જગોથી રોસવા થઇ પાછો ફરી જાઉં નહીં. વાસતે હવે તો કાલ રોજે આપણે એક લડાઇ એવી તો કરીએ, કે એ લડાઇની ગરદ આસમાન સાથે પોંહોંચે." એ રવેશ તે નાપાક પોતાના સરદારોને ડમર કરીને કેહેતો હતો, પણ તે નાપાકજાદા સમીલાસ ઊપર તેનાં મોહોતે છુપી કમીગાહા કીધી હતી, તેની તો તે નાપાકને કશી ખબર હતીજ નહીં; કે કેરશાસપશાની એકાએક પોતાનાં લશકર સાથે આવી તેના લશકરની ગરદ કાહાડી નાખશે. ને બીજી તરફથી જેહાન પેહેલવાન રૂસતમ શીમોરગની પીઠ ઊપર સવાર થઇ મગરેબ જમીનથી આવી પોંહોંચશે, તે તેહેમતન એ દેવજાદાને પકડીને તુરત સુલી ઊપર ચહડાવશે ને તેનાં નાપાક તનને ખાકમાં નાખશે, તેની તો તે નાપાકને કાંઇજ ખબર હતી નહીં. પણ સરમને મારે બેઅંદાજે સખુન બોલીને તે નાપાક બખારતો હતો. એમ કરતાં તેની આંખમાં ખોઆબે ગલબો કીધો તેથી સુતો. તીઆં બદ બુનીઆદનાં સમીલાસે ખોઆબમાં એવું દીઠું કે, "એક બાગ સરવનાં તથા ચેનારનાં જાહડોથી ભરેલો છે, તે બાગમાં ચારે તરફથી પાણીનો નેહેરો જારી છે, અને તીઆં સમીલાસ પોતે ફરે છે. એમ કરતાં તે બાગમાંથી એક જંગલની તરફ જઇ પોંહોંચીયો, તીઆં એકાએક એક મહસત શેર નીકલી આવીયો, તે શેર આવતાંને વાર સમીલાસની ગરદન પકડીને તેનાં સીનાં ઊપર ચહડી બેઠો ને ચાહીઉં કે સમીલાસનું પેટ ફાડી નાખે, તેવારે સમીલાસે ઘણાએક હાથ પાઉં પછાડીયા, પણ તે શેરે ચુંગાલ મારીને સમીલાસનુ સર તનથી ઊખાડી નાંખીઉં, તેવાર

પછે તે શેર તેના સીના ઉપરથી ઉઠી પેલા બાગમાં લટકતો ચાલી ગયો." એવો ડરાંમણો ખોઆબ જોઇ સમીલાસ પોકાર મારી ખોઆબમાંથી જાગી ઊઠીયો, ને પોતાનાં તન સાથે ધુજવા લાગો અને અંદેશો કરવા લાગો કે, "હવે એ જગો રેહેવું નહી જોઇએ. કારણ કે જો એ જગો ઊપર એકાએક જેહાન પેહેલવાન રૂસતમ આવી પોંહોંચશે, તો મારાં લશકરની તથા મારાં જીવની ગરદ કાહાડી નાંખશે." એ રવેશ નાપાકજાદો સમીંલાસ અંદેશો કરતો તે ખોઆબમાંથી દેહસત ભરેલો પોકાર મારતો જાગી ઊઠીયો, તે પોકારનો આવાજ તેનાં લશકરે સાંભલીયો. તેથી સરવ કોઇ દોડતા આવીને પુછવા લાગા કે, "અય સરદાર તું એકાએક એવડો પોકાર મારી પછાડ ખાઇ ખોઆબમાંથી શા વાસતે ઉઠીયો છે? તુંને એવડો ડર શાને વાસતે લાગો છે?" તેવારે નાપાક સમીલાસે પોતાના લશકરના સરદારોને તમામ હકીકત પેલા ખોઆબની કેહો સંભલાવી. અને કહીઊં કે, "હું નથી જાણતો કે એ બુરા ખોઆબનું ફલ મને શું નજર આવશે." એ તમામ હકીકત સાભલીને સમીલાસનાં લશકરમાં એક નાપાક કેહેરાન નામનો માજંદરનો પેહેલવાન હતો તેણે સમીલાસને કહીઊં કે, "અય નામદાર એ બુરા ખોઆબથી તું પોતાના દેલમાં કશો અંદેશો માં રાખ." એવામાં એક સેતારે શનાશ ઘણો દાણા હતો, તેણે તે ખોઆબની તાસીર સમીલાસની મજલેશમાં બાંગે બુલંદ કહી કે, "જે કોઇ આદમી કોઇબી બુરો ખોઆબ દેખે તો તે ખોઆબનાં દેખનાર મરદને કાંઈ નેકી નજર આવે." જેવારે સમીલાસે તે નજુમી મરદથી દેલાસાનાં સખુન સાંભલેયા તેવારે ખુશી થઇને સેતાબ શરાબ મંગાવીને તરણ જામ શરાબની પેદરપે પીધી, ને તે ગમને પોતાનાં દીલમાંથી બરતરફ કીધો.



## હેકાયત લખીછે કે, ગયો નાપાક સમીલાસ પોતાનાં લશકર સાથે સીસતાંન શેહેરની તરફ તે શેહેર લેવાની મકસદથી.

જેવારે બામદાદને વખત નીલોફરી આસમાન ઊપર રોશન આફતાબે પોતાની ઢાલ ઉઠાવી, અને તેના નુરથી તમામ જેહાન રોશન થઈ તેવારે બંને લશકરમાંથી નગારાંના તથા કરનાયના આવાજ નીકલયા, જે આસમાન લગી ગયા. તેજ વખત બદગુમાન સમીલાસે પોતાના તનમાં લડાઇનું બખતર પેહેરીઊં, ને તે ઊપર કીનાનો કમરબંધ તંગ બાંધીયો, ને એક હેરેમનની મીસાલ ઘોડા ઊપર સવાર થયો. તે નાપાકને જોઇ તેનું તમામ લશકરભી હેરેમનની મીસાલ ઘોડા તથા હાથીઓ ઊપર સવાર થયું, ને કીનાથી ચેહેરા ગોસા ભરેલા કીધા. તે લશકરની ગરદે કરી આફતાબનો ચેહેરો ઢંકાઇ ગયો, ઘોડાઓની નાલે કરી જમીનનું મોહો છીલઈ ગયું, અને તેના ગોલબાગે કરી તમામ જેહાન શોરશાર ભરેલી થઈ. પછે હોકમ કરીને સમીલાસે પોતાનાં લશકરમાં મનાદી ફેરવી ને એમ કરી કેહેવાડીઊં કે, "આજ રોજે આપણુને ઘણી સખત લડાઈ છે, વાસતે તમામ લશકર કીનાની કમર બાંધીને દુશમનની લડાઇની તરફ મોહો ધરે, ને તમામ હથીઆર ઊપરાંત સ વ કોઈ પોતાની પાસે તીર તથા છુટભાલડી ઘણી રાખે, કે આજ રોજે આપણે શીસતાન શેહેર ફતેહ કરીને સામેસવારના દસતાનનાં એવાનને આતશે કરી બાલી વેરાન કરી નાખોયે. જેવારે હું રેયેનાં મેદાનમાંથી પાદશાહા અફરાસીઆબની રજા લેઇ એ તરફ રવાંને થયો, તેવારે મને પાદશાહા અફરાસીઆબે તરણ જામ શરાબની પાઇને એવો હોકમ કીધો હતો કે, "જેવો તું જાબુલસતાન ફતેહે કરે તેવો અવલ જાલનું ખાનદાન ખરાબ કરજે." તે નાપાક સમીલાસનું એટલું કેહેવું કે તેનાં લશકરે હાથમાં તીર કમાન પકડી, ને સમીલાસના દેહેરાના દરવાજા ઊપર આવી હાજેર થયા. તેવાર તે કીના ભરેલા સમીલાસે ફરમાવીઊં કે, "બુઢો જાલ તથા ફરામરજ જેઓને બંદીવાનની મીસાલ બાંધેલા છે તેઓને એ જગો મારી નજદીક લાવે." તેજ વખત છડીદાર લોકો સેતાબીથી દો-

ડીયા ગયા, કે પોતાના સરદાર સમીલાસનાં સખુન મુજબ નામદાર જાલને તથા લડાયક ફ્રામરજને માજંદરાની લશકરમાંથી સમીલાશની નજદીક લાવે. એવા અંદેસાથી તે છડીદાર લોકો જે જગો ઊપર જાલ તથા ફ્રામરજ બેહુ સરદાર કેદ હતા તે તરફ ગયા. હવે એ દાસતાનનો જોડનાર અતાઇ નામનો શાહેર એમ કરી કેહેછે કે, "હું આગલી પેહ-લવી તવારીખની કેતાબમાંથી જોઇને એ દાસતાન એ જગા બેઆન કરી લખું છેઊં, તે તું કાન ધરીને સાંભલ." જેવારે નાપાકજાદા સમી-લાસે નામદાર ફ્રામરજને પોતાની દગાબાજીથી કેદ પકડયો, તેવારે તે નામવર પેહેલવાનને જે જગા સમીલાસના લશકરમાં સરદારીને લાએ-કનો બુજોરગ જાલેજર કેદ હતો તે તરફ પેહેલવાન ફ્રામરજને મુશકા બાંધેલો કેટલાએક સવારો સાથે કેદમાં મોકલયો. એમ કરતાં જેવારે તે ફ્રામરજને જાલની નજદીક બંધીખાનામાં લઈ આવેઆ, તેવારે જે-હાન પેહેલવાન રૂસતમના બેટા શેર દેલ ફ્રામરજને મુશકા બાંધેલો બંધીવાનની મીસાલ માજંદરાની લોકોના હાથમાં ખોહારીથી પકડેલો દાનાઈ ભરેલા જાલેજરે દીઠો, તેથી એકાએક તે બુઢો દાસતાન ફ્રામર-જને મુસકા બાંધેલો જોઇને બેહોશ થઇ ગયો, અને જે જગા કેદખા-નામાં બેઠેલો હતો તીઆંજ ખાકમા તુટી પડીયો. જેવાર તે બુઢો જાલ પાછો હોશમાં આવેયો, તેવાર પોતાના બેટા ફ્રામરજને પોતાનો સાથે કેદમાં દીઠો, તેથી તે બુઢો બાપ પોતાની આંખમાં આંજુ લાવીને તે નવ-જવાંન બેટાને કેહવા લાગો કે, "અય જેહાન પેહેલવાન રૂસતમના શેર દેલ બેટા, તું એકાએક રાતની વખત એવી ખોહારીથી બાંધેલો માહારી નજદીક કીહાંથી આવીપડીયો છે? અને હેવો જેરંજબ્બર તું નામવર બેટાને કોણ નાપેકારે કીધો છે. તે કરતાં અય દેલાવર બેટા તું તો ઘણો જોર-મંદ પેહેલવાન કેહેવાએ છે, તેં એક સાયતમાં સરફરાજ શોહોરાબના બેટા જંગી બરજોની બાજુ બાંધીને તેને પકડીયો હતો. તે વગરે હીંદુ-સતાનમાં ભારી તનના હેરાશ દેવને એક લેહજામાં કેદ પકડી, ઈરાન જમીનની તરફ લઇ આવીયો હતો. એવો તું દેલાવર બેટો એકાએક કોણ કમબખતનાં હાથ ઉપર શેકસત પામીયો, અને કોણ કમબખતે તુને એ રવેશ બંધમાં ગેરફતાર કીધો ? કે તું એ રવેસ ચોર સમીલાસ-

ના હબસીઓના હાથમાં કમંદે બંધાયલો મારી નજદીક આવીયો છે. હું રાત દન એ કેદમાં ઇનતેજાર છઊં, તો તું વલી મારી નજદીક ઇનતેજારી ભરેલો કીહાંથી આવીઓ છે. હવે તું નામવર બેટો બદ બુનીઆદના સમીલાસના હાથમાં કેદ પકડાયો છે, તો હવે મારી તથા તારી બેહુની આખર આવી સમજવી જોઇએ. શા વાસતે કે એ બેબુનીઆદ બચો, પોતાના બાપના કીનામાં આપણુ બેહુને શુલી ચહડાવશે, એ વાતને તું ખાતરજમેથી જાણજે."

જેવારે સરફરાજ ફરામરાજે દાનાઇ ભરેલા પોતાના બુજોરગ બાપ જાલની જોબાનથી એવા સખુન સાંભલીયા, તેવારે નાપાક જાદા સમીલાસની દગાબાજી ભરેલી તમામ હકીકત અવલથી તે આખર લગી પોતાનાં નેઆગાન જાલની નજદીક બેઆન કરી કહી. જેવાર સરફરાજ જાલેજરે શેર દેલ ફરામરજની જોબાનથી એ તમામ વાત સાંભલી તેવારે તે નામદાર જેવો ગમ ભરેલો હતો તે કરતાંભી જેઆદા ગમગોન થયો. અને પોતાના દીદામાં આંજુ લાવીને વરસાદના કતરાની મીસાલે વરસાવા લાગો. તે બુઢા બાપને એવો ગમગીન જોઇને નામવર ફરામર જેભી પોતાની આંખમાંથી મોતીની મીસાલનાં આજુના કતરા વરસાવેઆ. એમ કરતાં પોતાના દેલમાં હોમત પકડીને પોતાના બુજોરગ બાપ જાલેજરને કેહેવા લાગો કે, "અય મારા નામવર બુઢા બાપ, તુ પોતાના દીલમાં એવડો ગમગીન શા વાસતે થાએ છે? તુને એવડી ફીકર નહી કીધી જોઇએ. કાંએ કે આપણને જેણે પેદા કીધા છે તે પેદાનો કરનાર દાદાર સાહેબ પોતે અજીમ કુદરતનો સાહેબ છે, તે ખાવંદ આપણી દાદ લેશે." તેવારે જાલેજરે ફરામરજને એમ કરી કહીઊં કે, "અય મારા સરફરાજજી ભરેલા બેટા, તું જે વાત કહે છે તે દરૂસત છે. પણ તું જાણતો નથી કે એ નાપાકજાદો સમીલાસ જેવારે કાલ રોજે બાંમદાદ થાશે, તેવાર તે પોતાના દેલનુ ચાહીઊં કરી લેશે. વાસતે આપણો જીવ જાએ તે બેહતર છે, પણ મારા કબીલાના લોકો એ બદ નજરનાં સમીલાશના હાથમાં કેદ પકડાઇ આવશે તે વાતની મને મોટી સરમ તથા ફીકર પેદા થઇ છે, તેથી એ વાતનો હવે હું શું ચારો કરૂં."

## હેકાયત લખી છે કે, ખુઆબ દીઠો બુજોરગવાર જાલેજરે બંદીખાનામાં અને તે બીનાથી પોતાના બેટા ફ્રામરો જને વાકેફ કીધો અને મોનાજાત કીધી તે બેઉ બાપ બેટાઓએ હકતાલાની દરગાહામાં.

એવી ગોફતગોમાં તે બંદીખાના મધે તરણ પોહોર રાત ગુજરી. તેવારે ફરામરજની તથા જાલેજરની આંખમાં ખોઆબે ગલબો કીધો. એમ કરતાં જેવારે તે બેહુ નામવર ઊંઘાઈ ગયા તેવારે જાલેજરે એક ખોશ ખોઆબ દીઠો, તેમાં એવું દીઠું કે એકાએક નેક ફાલનું અને ચજદી જલકાટનું સીમોરગ આવીને બુજોરગ જાલેજરની નજીદીક ઊભું છે. તે મોરગોના પાદશાહા સીમોરગના ગલામાં એક બે મુલાં મોતીનો હાર પેહેરેલો દીઠો; તેમાં એક એક મોતી એક એક પાદશાહી ખજાનાંની કીમતનું હતું, તે બે મુલાં મોતીનો હાર તે સીમોરગે પોતાની ચાંચે ઊઠાવીને જાલના હાથમાં આપયો. પછે તે સીમોરગ એમ કરી કેહેવા લાગું કે, "અય સામે સવારના બેટા દસતાને જાલેજર, તું તારા દીલમાં કસી વાતની ફકર માં કર, કે એ ફરતા આસમાનની ચાલથી તારૂં બખત રોસન થશે, અને ફતેમંદીનો બખશનાર સાહેબ તમારી દાદ લેશે. અય નેકનામ જાલ, તું એમ કરી જાણ કે જેવારે કાલ રોજે બામદાદ થાશે, તેવારે નામનો ઊઠાવનાર કેરશાસપશાની ભારી લશકર સાથે રેએના મેદાનની તરફથી દર મંજલ ચાલયો સોસતાન શેહેરનો મદદને વાસતે આવી પોહોંચશે. તે શેરની હીમતનો પેહેલવાન એ તરફ આવતાંને વાર સમીલાસના કેટલાએક લશકરને જીવથી મારશે, તથા બેબુનીઆદ સમીલાસનાં તનને જખમી કરશે. તેવાર પછે તારો બેટો તેહેમતન તાજબખશ રૂસતમ મારી પીઠ ઊપર સવાર થઈ જરની ગાર શેહેરની તરફથી એ જગો આવી પોંહોંચશે, તેવાર તે તેહમતન રૂસતમ એ સમીલાશને પોતાની મરદાનગીથી જીવતો પકડીને સીસતાન શેહેરના દરવાજાની સામે સુલી ચઢાવશે."

એ રવેશે તે નેકબખત જાલેજરે ખોઆબ દીઠો, તેથી ખુશીમાં આવીને તેજ ખોઆબમાં નેક ફાલનાં સીમોરગ સાથે બગલગીરી કરવા

ચાહીઊં. તેવામાં જાલનાં તન ઉપર જે બંધ બાંધેલા હતા તે ખેંચાયા, તેથી નામવર જાલેજરની આંખમાંથી ખોઆબનો ગલબો જતો રહયો, અને સેતાબ જાગી ઊઠીયો. તેવાર પછે તેહમતન રૂસતમના બેટા ફરામરજને ખોઆબમાંથી ઊઠાડીયો, અને તે સરફરાજ બેટાને એમ કરી કેહેવા લાગો કે, “અય મારા દાનાઈ ભરેલા બેટા, મેં હમણા એક એવો તો ખુશ ખોઆબ દીઠો છે, કે તે ખોઆબની તાસીર આપણને તુરત ફલવી જોઈએ. શા વાસતે કે તે ખોઆબમાં મેં એવું જોયું કે, યજદી જલકાતનું સીમોરગ મારી નજદીક આવી બેઠું, અને તે નેકબખત સીમોરગે પોતાનાં ગલામાંથી બેમુલ મોતીનો હાર ચાંચે ઊઠાવીને મારા હાથમાં આપયો. અને મને એમ કરી કહીઊં કે, ‘નામનો ઊઠાવનાર કેરશાસપશાની ભારી લશકર સાથે કોલજુમના દરીઆવની મીસાલે મોજ મારતો કાલ રોજે એ તરફ આવી પોંહોંચશે, અને તે દેલાવર પેહેલવાન આવતાંને વાર સોસતાન શેહેરની મદદ કરશે, તથા બેસુમાર માજંદરાની લશકરને જીવથી મારશે, તે વીગરે નાપાક સમીલાસને જખમી કરશે. તેવાર પછે મારો બેટો તેહમતન રૂસતમ સીમોરગની પોઠ ઊપર સવાર થઇ એ તરફ આવી પોંહોંચશે, અને તે નામદાર માજંદરાની સમીલાસને જીવતો પકડી શુલી દેશે.’ એ રવેશે મને સીમોરગે ખોઆબમાં સુખન કહયા છે.” જેવારે શેરદેલ ફરામરજે પોતાનાં બુજોરગ બાપ જાલની જુબાનથી એવી ખોઆબની હકીકત સાંભલી તેવારે તે ખુશીમાં આવીયો. પછે ફરામરજે જાલને એમ કરી કહીઊં કે, “અય મારા સરફરાજ બાપ, તું તારાં દીલમાં કસી વાતની ફકર માં કર, કે પાક યજદાં સાહેબ આપણી ખલાસીનો ચારો કરશે.”

એ રવેશ એક બીજા સાથે ગોફતેગો કરી તે બેહુ બાપ બેટાઓ પોતાનાં સર આસમાન તરફ ઊંચાં કરી કેહવા લાગા કે, “અય બખશેશના કરનાર પાક દાદગર દાવર સાહેબ, તેં પોતાની અજીમ કુદરતથી જમીન તથા આસમાનને પેદા કીધાં, અને એ જમીન ઊપર બુલંદ આસમાનને વગર થાંભે ઊભો રાખાયો છે. અને તેં ભાત ભાતના, અનેક અકલના ખુબશુરત આદમીજાતને પેદા કીધાં છે, તથા તરેહ તરેહનાં ઝાડો પેદા કરી તેની ઉપર લેહજત ભરેલાં ફલો તારા બંદાઓને

ખાવાને વાસતે તેં પેદા કીધાં છે. તે વગરે તું પાક સાહેબે નાચાર બં-
દાઓ ઉપર એક નીહાયત બખશેસ એ કીધી છે, કે વેહતું પાણી પેદા
કરી તેમાં અમરત ભરેલો મીઠાશ ભેલીને ચાલતું કીધું છે, તે પાણી
પીધાથી તારા બંદાઓનાં દીલ હમેશાં ખુશ તથા અકલ ભરેલાં રેહે છે.
એવો તું બખશેસનો કરનાર સાહેબ, બેવારેસોનો વારેસ છે. વાસતે
અય પાક સાહેબ, તું હમો નાચાર તારા બંદાઓ ઉપર મેહેરબાની
કરીને હમારી ખલાસીનો ચારો કર, તથા હમારા સીસતાન શેહેરના અ-
નજુમનની પોસત પનાહનો કરનાર તું થા, તે વગરે સામેસવારના
ખાનદાનના લોકોની નેગેહેબાની તું સીવાય બીજો કોઇ કરનાર નથી,
તથા હમારાં તન ઉપર એ ભારી બંધ બાંધેલા છે તેમાંથીબી તુંજ
હમોને ખલાસ કરશે."

---

દફતર સોલમું તમામ.

---